# સંકટ હરણ ગરબાવળી.

ભકતે મંન વિચારીયું, છંદ મરદ સૌ ગાય;
માના ગરબા કરીએ, તો જ્હેનાથી ગવાય.
તે ગરબા તૈયાર થયા, ચોપડી પાડી આ ઓળખ;
ગાએ આનંદ ઉપજે, મટે દુઃખ અપાર.

| | |
|---|---|
| સંવત | ૧૯૮૭ |
| સને | ૧૯૩૧ |
| આવૃત્તિ | બીજી |
| પ્રત | ૧૫૦૦ |

શ્રીમાન્ [illegible] ૦-૩-૦

રચી પ્રસીદ્ધ કરનાર

[illegible]

# સંકટ હરણ ગરબાવળી.

ભક્તે મંત વિચારીયું, છે મરદ સૌ ગાય;
માના ગરબા કરીએ, તો બહેનોથી ગવાય.
તે ગરબા તૈયાર થયા, ચોપડી પાડી આ બહાર;
ગાએ આનંદ ઉપજે, મટે દુ:ખ અપાર.




સંવત ૧૯૮૭

સને ૧૯૩૧

આવૃત્તિ બીજી

પ્રત ૧૫૦૦

કિંમત રૂા. ૦-૩-૦



રચી પ્રસીદ્ધ કરનાર

**શા૦ અમીચંદ મોતીચંદ ઝવેરી.**

અંબાજીના છંદ, ચંડીપાઠ, દુ:ખહરણ તથા સાધુના
સમાગમથી નીચની મુકિત વીગેરેના કર્તા.



સર્વ હકક સ્વાધીન.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ

**શા૦ ચુનીલાલ અમીચંદ ઝવેરીએ પોતાના શ્રી નટવર**

પ્રીન્ટીંગ પ્રેસમાં છાપી.

ઠેકાણું સેન્ડહર્સ્ટ રોડ, સંઘવી સદન, મુંબઈ ૪.

પ્રસિધ્ધ કરનાર

**શા૦ અમીચંદ મોતીચંદ ઝવેરી.**

પ્રસિધ્ધ કરવાનું ઠેકાણું—આમલીરાન (વાડી) સુરત.

આ ચોપડી સને ૧૮૬૭ ના ૨૫ મા એકટ મુજબ રજીસ્ટર કરાવી છે. માટે કર્તાની રજા સિવાય કોઇએ પણ છાપવી અથવા છપાવવી નહિ.

# વિષયાનુક્રમણિકા.

# પ્રસ્તાવના.

શ્રી ગણેશાયનમઃ આપણે સર્વે જીવો એક દેશી છીએ, તેમ સર્વના માલીક એકજ છે. બધાં જીવ પરમેશ્વરને માને છે, તે સૌથી ન્યારો છે, બાવનથી બારો છે. તેમ તે સર્વાંગે સચરાચર પણ છે. તેને કોઇક વિરલા માયા ત્યાગી, વિતરાગી બને, તે પોતાના સ્વરૂપમાં ભળી જાય છે. હવે આ જગતમાં અસુરી માયા ને દૈવ માયા એ બે છે. તેની ગુંચવણીમાં પડેલા જીવો ગુંચવાઇ જાય છે, તેને સારૂં કોઇ અનુભવી અગર ગુરૂની કહેણીએ ચાલવું. તેમાં મોટા મોટા મહાત્માં થઇ ગયા, વળી અવતાર ધારી દેવો થઇ ગયા, તે જગતમાં હતા, ત્યારે કોઇએ ઓળખા નહિ. હવે મૂળ માલીકને ઓળખવા જુદા જુદા પંથો થાય છે, તેમાં મતાંત મતમાં કામ બગડે છે. હવે આ સંસારની ઉપાધીથી અકળાયલો માણસ દેવતાઓની સ્હાય લઈ સુખની પ્રાપ્તીની ઇચ્છા રાખે છે, જોતા સુખ દુઃખ સંસારમાં માયાની ઉપાધી છે, એ રચના જોગ માયાના હાથમાં છે, વળી બધાં ધર્મમાં પોતપોતાના દેવને માની રહ્યા છે તેમ હું પણ મારા ધર્મમાં સરખો રહું છું. હવે આ બધાં ધર્મમાં ગોત્રજમા કુળદેવીને બધાં માને છે. તેની વિરૂદ્ધ કોઇ જણાતું નથી. એ શક્તિ સર્વાંગે વ્યાપી રહી છે. શકિત વિના કંઇ બનતું નથી જાણી આદ

ઇશ્વરી અંબિકા મેં મારા ઇષ્ટ દેવ કર્યાં. મારે જે જે વખત કંઈક અડચણ પડતી કે સંકટ આવ્યું હોય તે વખત તેના છંદ બનાવી ગુણ ગાઇ ફક્ત નવરાતરમાં ગાઉં છું. તે સંવત ૧૯૨૫ના સાલથી તે આજ સુધી ગાયા, તેમાં એક નવરાતર પડયું નથી, હાલ મારા વર્ષ એંસી ઉપર ચાલે છે તેમ હજી છંદ ગાઉં છું તેમાં આણંદ લાવી સ્મરણ કરૂં છું. તેમાં ઘણા લોકો સાંભળી છંદ શીખી ઘેરે ઘેર માના ગુણ ગવાય છે. તેમાં બૈરા પણ ગાવા ઘણા ધારે છે ને કહે છે, જો ગરબા હોય તો આપણે પણ ગાઇએ, કેટલાકે મને કહયું કે થોડા ગરબા બનાવો તો આ બધી બહેનો પણ ગાય તે ઉપરથી માતાના તથા કૃષ્ણ જન્મ લીલામાંનો સાર લઇ મા બુદ્ધી આપે, તે પ્રમાણે બનાવી આ ચોપડી બહાર પાડી છે, તેમ હવે મારી કાયા જીર્ણ થઇ ગઇ છે તો હું જે નવરાતરમાં ચાર દહાડા ચંદીપાઠના છંદો તથા નિત્ય પ્રલય-મહાપ્રલય-લય-ઉત્પત્તિ ને આત્મજ્ઞાન વીગેરેના ગાઉં છું તે બધાને બહાર પાડવાનો જો માજીનો હુકમ હશે તો મ્હારો વિચાર થાય છે—તે કોઇ પણ વાંચી માની ભકિત કરશે તો તેને મોટો લાભ મળશે. મને તો બધી વાતે આણંદ આપી પોતાના સ્વરૂપનું ભાન પાડયું તો કોઈ એ પ્રમાણે કરશે તો તે પ્રાણીનો જન્મ મરણનો ભય ટળશે. પણ શ્રદ્ધા ને સમાધાન

ફરી એક ચી.તે જે સતથી ચાલશે તે પાર પડશે. જે ભકત લઇ ભાવથી ગાશે તેના ધાર્યાં કામ થશે માટે સર્વે ભકત ગાનારા નમ્રતા પુર્વક કહેવાનું કે, મારો બનાવવાનો અભ્યાસ નથી કંઇ કાનો માત્ર, શબ્દ, ભુલ હોય તો સુધારી ગાજો.

બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

આ ગરબા વાંચેથી ઘણા લોકોને ફાવત આવી ને માતા પર ભાવ થયો ને છંદ ગરબા ગાઇ માના દેરામાં બારગાએથી કોટી કરમ કપાએ ને શબુધ્ધિ માજી આપે ને ઘણા લોકો માની ભક્તિથી સુખી થયા તેપરથી પહેલી આવૃત્તિ ખપી જવાથી બીજી છપાવી બહાર પાડી ને કીંમત ૦)॥ કર્યાં કે લોકો પ્રેમથી લે છોકરીઓની નિશાળે કન્યાશાળામાં જથાબંધ લઇ વેચવા મન કરે ને માંગણી થઇ પણ છે.

લી૦ અમીચંદ મોતીચંદ ઝવેરી.

૧૯૮૭ ના ચૈત્ર વદ ૩ ને વાર રવેઉ.



# વૈરાગનો ગરબો.

અલબેલીરે અંબે માત જોવાને જઇએ—એ રાહનો ગરબો.

આ સંસાર મોહની જાળ માનો છો મારી,
માજી ભજવાથી સુખ થાય કાયા નહિ તારી.
જાંજવાના પાણી જોઇને જે જન પીવા જાયરે,
નીરાશ થઇને લાખે નીસાસા ખાલી ખોટી થાય.
માનો છો મારી. ચોક ૧ લો.

સુખ સ્વપ્નામાં સંપતિ ભોગવે, નજરે નહી કંઇ દેખાયરે,
જગ્ત સ્વપ્નું મોટું માનો, જાગી જોતે જણાયે. માનો છો મારી
ચોક ૨ જો.

પુત્ર પરીવાર સ્ત્રી આ જોબન આખર અળગા થાયરે,
લોક લજ્જાથી રૂદન કરીને, ધન દોલતને ન્હાય, માનો છો મારી
ચોક ૩ જો.

આવ્યા ક્યાંથી ને ક્યાં જવાનું, રહેવું જઇ કોણ ઠામરે,
સ્વરૂપનું સોધન કરીને પુછવું કરી પ્રણામ; માનો છો મારી
ચોક ૪ થો.

આરે કાયા મારી ક્ષણ ભંગુર છે બતાવો મોક્ષ ઠામરે,
તનમાં તપાસતા માલમ પડશે અમીચંદ રહે નીજ ધામ,
માનો છો મારી, માજી ભજવાથી સુખ થાય, કાયા નહી તારી
ચોક ૫ મો.



# સુરતના અંબા માતાજી.



Shri Natvar P. Press, Bombay 4

## છંદ તથા ચંડીપાઠના કર્તા



શા. અમીચંદ મોતીચંદ ઝવેરી (હાલ ઉમર વર્ષ ૮૧)

Shri Natvar P. Press, Bombay 4.

સૌ૦ રતનકોર તે

ભક્ત શા૦ અમીચંદ મોતીચંદના ધર્મ પત્ની:—



જન્મ :—

સંવત ૧૯૩૦ જેઠ સુદ ૧૩.

મરણ :—

સંવત ૧૯૭૫ કારતક સુદ ૯.

Shri Natvar P. Press, Bombay 4.

# દોહરો.

જગત્ રચના અજબ છે, કોઇ ન પામે પાર;
કર્તા કે કુદરતથી, નથી જડતો સાર—૧
સોધનારા સોધાય છે, નિશ્ચય એકે ન થાય;
સમજો તે સમાઇ ગયો, નહિ ખરૂં ખોટું કહેવાય—૨
જેને જે માની લીધું, તેનું નિશ્ચે તે;
આનંદ જેમાં ઉપજે, ગુરૂ વચન જે લે—૩
મુળ માલીક છે ઘટમાં, ને ઘટ માલીકને મહીં;
સાગર લહેર જુદા નહિ, સમજુ સમજે સહી—૪
એકને સર્વે ભજે, પરમેશ્વર કહી સહુ;
નામ તો હાથ આવ્યું, જોવા માલીક તલપે બહુ—૫
માલીક જોવા કારણે, થયા પંથ અનેક;
છંદ ભજન ને ગરબા, ગાય રાખીને ટેક—૬
ઇષ્ટ દેવ અંબા કરી, પ્રેમે બનાવું છંદ;
સીદ્ધ કામ માજી કરે, પોતે થઈ પ્રસન્ન—૭
કરી છંદ બહાર પાડયા, શીખે આણી પ્રેમ;
સીદ્ધ કામ થાય તેહના, દર્શનનો રાખે નેમ—૮
મરદ છંદ ગાએ ઘણાં, માજીનું લે નામ;
બૈરા ગરબા ગાવાને, ઘણાં રાખતા હામ—૯

વિચારી મેં મનમાં, કરૂં ગરબા બ્હેનો ગાય,
સમરી માતા શારદા, દયાળી રહી જીભ્યાય—૧૦
માજીના પ્રતાપથી, ગરબા થયા તયાર;
કૃષ્ણ જન્મ ભાગવતનો, તેમાંથી લીધો સાર—૧૧
વમળવસી અંબા તણા, મહાકાળી પતાઇ રાજ;
ગરબા ઘણા અંબા તણા, ગાએ થાએ સહુ કાજ—૧૨
પ્રથમ, છંદની ચોપડી, આઠ ભાગની જે,
આવૃત્તિ થઇ આઠમી, પ્રેમી પ્રેમે લે.—૧૩
બીજા છંદ વેદાંતના, પ્રલય ઉત્પત્તિ લે.
નવ દશ ભાગની ચોપડી, જુદી છપાઇ એ.—૧૪
ભલે ભગતો વાંચશે, ને માનું લેશે નામ;
સંસારમાં સુખ ભોગવી, પામશે મોક્ષ ધામ—૧૫
પીંગળ વ્યાકરણ જાણતો નથી, વાકયની ખબર નહી;
ઉર્મિં ઉઠે મન થકી, પ્રેમથી થાએ સહી—૧૬
ઉમર છયાંસી ચાલી રહી, થઇ છે કાયા જીર્ણ;
જયાંથી આવ્યા ત્યાં જવું, ઉપડી રહયું છે મન—૧૭
આવ્યા ત્યાં જવું ખરૂં, નીશ્ચે ને નીરધાર;
અવધ આવશે તે ઘડી, અમીચંદ કહે છઉં તૈયાર—૧૮

---

# બૈરાઓની સ્તુતી.

( ભુજંગી છંદ. )

કરી વાર આવો અંબા માત મ્હારી; નથી કોઈ મ્હારૂં
મને આશ તારી.
મારા દુઃખની વાત ન જાય કહી; રાખી આશ આવી
ઉભી રહીજ અહીં.
જાણી અબળાને દયા મન ધારી; નથી કોઈ મારૂં
મને આશ તારી. ૧
હમે અબળાના તમે થાઓ વાલી; મારા મનના
દુઃખ નાંખોને ટાળી.
નથી અજાણ્યું તમને કહું ત્રીપુરારી; નથી કોઈ
મ્હારૂં મને આશ તારી. ૨
મારા દુઃખની વાતનો પાર નહીં; કહું કોને
કહેવાને આવીજ અહીં.
કરૂં અર્જ મારી લેજોજ સ્વીકારી; નથી કોઈ મારૂં
મને આશ તારી ૩
જાણો દુઃખ સંસારમાં સુખ નહીં; તન મન ધન
આવે લેવાજ અહીં.
ઘણા સુખી જાયે હોય કૃપાજ તારી; નથી કોઇ મારૂં
મને આશ તારી. ૪
દાતાર ઘેર જાય ભિક્ષુક દોડી; દાતાર મારા તમે
કહુ હાથ જોડી.

ઘણું દુઃખ જોતાં સંસારમાં છેજ ભારી; નથી કોઇ
મારૂં મને આશ તારી. ૫
તારી માયાની મોહિની લાગેજ ઘણી; ધન છોકરા
વાલામાં વાલોજ ઘણી,
આપો બુદ્ધિ કરૂં સેવા ખરો દેવ ધારી; નથી કોઇ
મારૂં મને આશ તારી. ૬
માગું સુખ હયાત સુધી સંસાર માંહે; મુકી સુખ
જાઉં પાછી આવીજ ત્યાંહે.
માંગુ સહાય ત્યારે લેજોજ ઉગારી; નથી કોઇ મારૂં
મને આશ તારી. ૭
ગયો જન્મ મારો ગઈ વખત ચુકી; પસ્તાય પછી
રડે પોક મુકી.
એવી ગતિ થશે જો જો માત મારી; નથી કોઇ મારૂં
મને આશ તારી. ૮
માંગુ માફ પાપ કરો દુર દયાળી; તારા વિના નથી
સદા કોઇ વાલી.
કહું થોડું માની લેજો ઘણું ખપ્પર ધારી, નથી કોઇ
મારૂં મને આશ તારી. ૯
કરે વિનંતી અમીચંદ હાથ જોડી; ભાંગવા દુઃખ
સમરતા મા આવો દોડી.
કરજો વિનંતી માની લેવા સુખ ધારી; નથી કોઇ મારૂં
મને આશ તારી. ૧૦



# ગણુપતિનો ગરબો.

## સખી પડવે તે પંથ પધાર્યારે—એ રાહ.

પ્રથમ સમરૂં ગણેશ ગુરૂ દેવારે, વાણી અવિચળ બુદ્ધિ લેવારે,
લાગું પાયે અભે પદ રહેવા, શરણુમાં રહી કરૂં હું સેવારે,
એક સમે ગિરી કૈલાશેરે, શિવ જવા નીકળ્યા વનવાસેરે,
તપસ્યા કરવાની રાખીને આશે, શરણુમાં રહી ॥ ૧ ॥
બોલ્યા પાર્વતી શીરનામીરે, મારે પુત્ર નથી કોઇ સ્વામીરે,
આપ્યું વરદાનને સુખ પામી, શરણુમાં રહી ॥ ૨ ॥
તારે મેલે પુત્ર પુત્રી થાશેરે, તે તો રમશે તમારી પાસેરે,
એવું કહી ગયા વનવાસે, શરણુમાં રહી ॥ ૩ ॥
વાળી આશન સમાધી ચઢાવીરે, તપસ્યા કરે એક ચીત્ત લાવીરે,
બેઠા આશન ભભુત લગાવી, શરણુમાં રહી ॥ ૪ ॥
ઘેર પાર્વતી મેલ ઉતારીરે, કર્યાં પુત્ર પુત્રી મન ધારીરે,
કરી નાવાની તૈયારી, શરણુમાં રહી ॥ ૫ ॥
ઓખા ગણેશ બેસાડયા બહારેરે, જો જો કહીને દીધા દ્વારેરે,
નારદ ગયા મહાદેવ પાસે ત્યારે, શરણુમાં રહી ॥ ૬ ॥

શીવજી તપસ્યા કરે બેઠા અહીં રે, ઘેર બાળક રમે જુઓ જઇ રે,
શીવજી ખીજવાઇ ગયા જોવા તહીં, શરણુમાં રહી ॥૭॥
જોઇ બાળકને ઘરમાં જાયેરે, ઉઠી ગણુપતિ પકડીને સાહેરે,
મારી માતા ઘરમાં બેઠી નાહે, શરણુમાં રહી ॥ ૮ ॥
કરે જોર શિવજી ખીજવાઇરે, નાખ્યા પકડી શિવજીને જટા સાહીરે,
માર્યું ત્રીશુળ શિરે ખીજવાઇ, શરણુમાં રહી ॥ ૯ ॥
બાપ દીકરા લડે કરી રીસેરે. શીવે ખડગ મારી પાડયું શિશેરે,
ઓળખ્યા નાહી પાડીને ચીસે, શરણુમાં રહી ॥ ૧૦ ॥
ગયા પાર્વતી બેઠા જ્યાં ન્હાએરે, કેસે અંગ ઢાંકી ખીજવાએરે,
બેઠા બાળકે નહિ કહી નાએ, શરણુમાં રહી ॥ ૧૧ ॥
તમારા વરદાનને પરતાપેરે થયા બાળક સુખ મને આપેરે,
ભુલ્યો શિવ કહે થયો સંતાપે, શરણુમાં રહી ॥ ૧૨ ॥
તારા ગણુશનો લીધો મેં જાનેરે, સાંભળી ઉમીયા થયા બેભાનેરે,
લાવો ગણેશ નહિં તો કાઢું પ્રાણે. શરણુમાં રહી ॥ ૧૩ ॥
શીવે અનુચર બોલાવ્યા તહીં રે, લાવો મસ્તક કાપીને અહીં રે
મળ્યો કુંજર મારી લાવ્યા ત્યાંયે, શરણુમાં રહી ॥ ૧૪ ॥
મસ્તક હાથીનું ધડ પર મુકીરે, કર્યો સજીવન વખત નહિ ચુકીરે.
જોઇ ઉમીયા રડે પોક મુકી, શરણુમાં રહી ॥ ૧૫ ॥
શીવે ઉમીયાને આપી વીશ્વાસેરે, સર્વ દેવમાં ગણેશ પુજાશેરે
સૌથી પહેલા ગણેશ મનાશે, શરણુમાં રહી ॥ ૧૬ ॥
સાંભળી ખુશી થયા ઉમીયા ત્યારેરે, સાજ્યા નખસીખ શોભે શણગારેરે,
થાય ઘુઘરાના ધમકારે, શરણુમાં રહી ॥ ૧૭ ॥

કેશર ચંદન અત્તર એકે અંગેરે, શીવ પાર્વતી ઘણા ઉમંગેરે
થાય ગાયનને વાગે ઉપંગે, શરણુમાં રહી ॥ ૧૮ ॥
ધરી થાળ થયા પ્રસન્નેરે, બીડું પાનનું આપી હરખે મંનેરે
અમીચંદ માજીના ભગતંને શરણુમાં રહી ॥ ૧૮ ॥



## અંબા માતાનો ગરબો.

(સખી પડવે ને પંથ પધાર્યારે—એ રાહ.)

સદા ગણપત લાગું પાયેરે, માતા સરસ્વતી રહો જીંહાએરે,
આદ્ય અંબા તે ગરબો ગાએ, ચાલો બેની આજ દર્શન
જઇએરે. ॥ ૧ ॥

મહાકાળી તે પાવાવાળીરે, સાથે અંબાને બહુચર બાળીરે,
હેના હાથોહાથ મા તાળી, ચાલો બેની આજ દર્શન
જઇએરે. ॥ ૨ ॥

માના શણગાર સુંદર ઝળકેરે, હડપચી પર હીરો ચળકેરે,
ગાતા ગરબો તે મુખડું મલકે, ચાલો બેની આજ દર્શન
જઇએરે. ॥ ૩ ॥

મળી ચોસઠ ગરબા ગાતીરે, પહેરી સુંદર ચુંદડી રાતીરે,
ફરે કુંદડી મા મદમાતી, ચાલો બેની આજ દર્શન
જઇએરે. ॥ ૪ ॥

માતા ચાચરની શોભા રૂડીરે, માને હાથે જડાવની ચુડીરે,
તાળી હાથોહાથે લે કુદી, ચાલો બેની આજ દર્શન
જઇએરે. ॥ ૫ ॥
ગરબો સાંભળી દર્શન કરવારે, એક ચીત્તે માનું ધ્યાન ધરવારે,
મટે લક્ષ ચોર્યાસી ફરવા, ચાલો બેની આજ દર્શન
જઇએરે. ॥ ૬ ॥
આણી અંગ આનંદ મા ચાલીરે, કરી દર્શન થાય છે ખુશાલીરે
નાંખો જન્મના પાપ મા બાળી, ચાલો બેની આજ દર્શન,
જઇએરે. ॥ ૭ ॥
માજી ભજતાં તે ભવ દુઃખ જાયેરે, કાપે કષ્ટને સુખ થાયેરે,
તેથી સદા ભજો અંબા માયે, ચાલો બેની આજ દર્શન
જઇયેરે. ॥ ૮ ॥
ગરબો ગાઇ ગયા મા ધામેરે, ભક્ત કરે દર્શન દેરામાંરે,
અમીચંદ જપે તારૂં નામે, ચાલો બેની આજ દર્શન
જઇએરે. ॥ ૯ ॥

## મહાલક્ષ્મીનો ગરબો.

(આવોની નંદલાલ રમવા આવોનીરે:એ રાહ)

પુંજું મહાલક્ષ્મી માત શરણું રાખોનીરે, કહે છે તમારો દાસ
શરણું રાખોનીરે,
શ્રીમાળ દેશના છૈએ શ્રીમાલી પરસન થઇ તમે હાથઝાલી,
કરો કુળ દેવી રખેવાલી શરણું રાખોનીરે ૧

ડુંગરવાળી તું મતબાલી ભક્તાની કરજો રખેવાળી
પડે આફતે લો સંભાળી, શરણે રાખોનીરે ૨

સરણાગતને સ્હાય કરજો, અરજ અમારી કાને ધરજો
સ્થાપી દાસ જાણી દુઃખ હરજો, શરણે રાખોનીરે, ૩

તન મન ધન સદા સુખરે આપી, વંશ વૃદ્ધિ કરી પુત્રરે સ્થાપી
પાપ કાપી સબુદ્ધિ આપી શરણે રાખોનીરે, ૪

જોતાં જગત મને જુઠું ભાસે, ઉંડાણે જોતાં થાઉરે ઉદાસે
એક દિન થાસે નાશે, શરણે રાખોનીરે. ૫

ધણી ધણીઆણી પૂત્ર પિતા નહિ પડયું રેહશે ત્યાનુરે તહિ
જોયો સંસાર જુઠો અહિ; શરણે રાખોનીરે. ૬

મીથ્યા અભિમાન તજો સૌ પ્રાણી સત ચાલો સૌ મરવુંરે
જાણી, ગુરૂ જ્ઞાને થશો ગુરૂ જ્ઞાની, શરણે રાખોનીરે ૭

બે કરજોડી મા વીનંતી કરૂં છું, હરનીસ તારૂ ધ્યાન ધરૂં છું
તારે આધારે જગતમાં ફરૂં છું; શરણે રાખોનીરે ૮

સર્વ સેવકની અરજી સ્વીકારો, હાથ જોડી કહે અમીચંદ તારો,
મા મને પાર ઉતારો, શરણે રાખોનીરે. ૯

## અંબા માતાની સ્તુતિનો ગરબો.

(આવોની નંદલાલ રમવા આવોની—શહુ ઉપરનો.)

કરવા સેવકને સ્હાય અંબા આવોનીરે,
લાગુ તમારે પાય અંબા આવોનીરે, (૧)
બાળપણુ બાળ બુદ્ધિએ કહાડી,
માત પીતા સુખ આપતા દહાડી;
ખીલી જોબન ફુલવાડી અંબા આવોનીરે (૨)
જુવાની ખીલી ભર જોબન મારૂં,
સંસાર સુખ લાગે મને પ્યારૂં.
નામ ન લીધું તમારૂં અંબા આવોનીરે (૩)
મારૂં તારૂં કરી દીનરે કાપી કંઇરે ભવનો આ જીવ પાપી
બચાવો સબુદ્ધી આપી અંબા આવોનીરે (૪)
ધન ધાણીને છોકરાં મારાં, સંસાર સુખમાં લાગે છે પ્યારા.
અંત સમે નહી મારાં, અંબા આવોનીરે. (૫)
સુખ માનું તે તો દુઃખનો દરીઓ, કાચી માટીનો કુંભ ભરીઓ
સમજ્યો તે પાર ઉતરીઓ, અંબા આવોનીરે. (૬)
સતગુરૂ શબ્દે જ્ઞાનરે આપી આદ્યશકતી અંતરમાંરે સ્થાપી
તું છે ઘટઘટ વ્યાપી. અંબા આવોનીરે. (૭)
આદ્ય ઇશ્વરી દિન દયાળી, દુખીઆરાના દુઃખરે ટાળી,
પાર ઉતારો હાથ ઝાલી, અંબા આવોનીરે. (૮)
તુંજ વીના નથી કોઇનીરે આશ, અરજ કરી ઉભો તારી પાસ
અમીચંદ કહે તારો દાસ, અંબા આવોનીરે. (૯)

# સાત વારની સ્તુતીનો ગરબો.

(સખી પડવે તે પંથ પધાર્યારે:—એ રાહ.)

સખી આજ આનંદ મારે અંગેરે, મારે જાવું સઈયરોની સંગેરે
સાત વાર ગાવાનો ઉમંગે, લાગી ધુંન માજી નામની અમનેરે૧
રવીવારની શોભા સારીરે, માનો મંડપ છે મીનાકારીરે.
લાલ સાડીની બલીહારી, લાગી ધુન માજી નામની અમનેરે.૨
સોમવારે ચંદ્ર મુખ ઝળકેરે, સહેદ સાળુને મોતી ચળકેરે
આવે દરશન કરવાને ખલકે,લાગી ધુન માજી નામની અમનેરે૩
મંગળવાર મા મંગળકારીરે,માની લીખલીખ જાવું બલીહારીરે
ભકત કરે ભકતી તમારી,લાગી ધુન માજી નામની અમનેરે ૪
બુધવારે બુદ્ધિ આપો અમનેરે,હાથ જોડી માંગી કહું તમનેરે
મટે લક્ષ ચોર્યાશી ભમને, લાગી ધુંન માજી નામની અમનેરે૫
ગુરૂવારે ગુરૂ ગમ આપીરે, લાખો પાપ જનમના કાપીરે.
તમે ઘટઘટમાં રહો વ્યાપી,લાગી ધુન માજી નામની અમનેરે૬
શુક્રવારે સજી શણુગારેરે, હીરા રત્ન કરે ચમકારેરે
માના દરશન કરૂં વારેવારે,લાગી ધુન માજી નામની અમનેરે૭
શનીવારે ઉભા સનમુખરે, આપે સુખને કાપે દુઃખરે
માના દરશનથી થાય સુખે લાગી ધુન માજી નામની અમનેરે ૮
રાહુ કેતુ નવે ગ્રહ કહીએરે, લાગી પાય માજી નામ લઈએરે,
અમીચંદ કહે શરણે જઇએ લાગી ધુન માજી નામની અમનેરે૯

## ગરબો ૬ ઠ્ઠો.

### ( આવોની નંદલાલઃ—એ રાહ. )

ઉભી અરજ કરૂં અંબાય, ગરીબની તું છે રે વાલી ॥
હમે અબળાનો અવતાર ગરીબની તું છે રે વાલી. ॥ ૧ ॥
ગર્ભથી છોકરી પડે જ્યારે બહારે, રાંડ છોકરી આવી કહેતા સહુ ત્યારે ॥
કોઈ પૂછે તો બોલે કંટાળી, ગરીબની તું છેરે વાલી ॥ ૨ ॥
હરતા ફરતા સૌ તપલારે મારે, જેને ભાઈ નહિ તેને માન વધારે
ત્યો એ વળાવે ત્યારે જાયે ચાલી, ગરીબની તું છેરે વાલી ॥૩॥
દીકરીને ગાય ગરીબ કહેવાય, જ્યાં વાળે ત્યાં ચાલીને જાય ॥
જેને સોંપે તે લઈ જાયે ઝાલી, ગરીબની તું છે રે વાલી ॥૪॥
એવી જોઇને સંસારની રીતિ, તેથી કરી મા તમારીરે પ્રીતિ ॥
ઉભી હવે પાલવ ઝાલી, ગરીબની તું છે રે વાલી ॥૫॥
સંતોષ બુદ્ધિ માંગુ તમ પાસે, અખંડ સૈભાગ્યની મા પુરણુ આશે ॥
પડે સંકટે લેજો સંભાળી, ગરીબની તું છે રે વાલી ॥૬॥
પીયર સાસરીયા સદા સુખી જોઉં, પીયુની સેવામાં સદા રહી મોહું ॥
પારણું જુલાવું દોરી ઝાલી, ગરીબની તું છે રે વાલી ॥૭॥
તનમન ધનથી સદા સુખી રહું, હરતા ફરતા નામ તમારૂં રે લઉં
માની છબી નીરખુ નીહાળી નીહાળીરે, ગરીબની તું છે ॥ ૮ ॥
આ ભવ પરભવની કરણી હશે કેવી, તેપર વિચાર તમારે ન લેવી॥
માંગુ માફ નાંખો પાપ બાળી, ગરીબની તું છે રે વાલી ॥ ૯ ॥

વ્રત પુણ્યની વાતો નથી જાણી, દયા લાવી તમે કરજો મહેરબાની॥
સમજી ભૂલ આંસુ જાય ચાલી, ગરીબની તું છે રે વાલી. ॥૧૦॥
જુઠું બોલી ભરોસે છેતરીઆ, નઠારી અબળાએ ઘણી
પ્રાણ હરીઆ ॥
આપી શીક્ષા નર્કે તેને ઘાલી, ગરીબની તું છે રે વાલી ॥૧૧॥
ઉમંગ થાયે પણ બોલતાં ડરૂં છું, સર્વે તરફથી અરજી કરૂં છું॥
દયા લાવી નાંખો પાપ બાળી, ગરીબની તું છે રે વાલી. ॥૧૨॥
ગત સુખ મને લાગતું શારૂં, સમજા પછી તો દીઠું નઠારૂં ॥
સાંભળી નામ અંબા આવ ચાલી, ગરીબની તું છેરે વાલી ॥૧૩॥
તમારી ગતિ મા કોઇથી ન થાયે, જગતજનુની અંબા
તું કહેવાયે ॥
તમે ડુબતાને લો છોરે ઝાલી, ગરીબની તું છે રે વાલી. ॥૧૪॥
જગત સ્થાપી રહ્યા ગટગટ વ્યાપી, શકિત રૂપે રહ્યા
સઘળે રે આપી ॥
અંબા બહુચર ને મહાકાળી, ગરીબની તું છે રે વાલી ॥૧૫॥
ભકતોની વાણીપર રહે છેરે રાજી, એક બાકીને જે રે છે બાઝી॥
તેની સદા કરે રખેવાળી ગરીબની તું છે રે વાલી. ॥૧૬॥
ગરબો ગાશે કરી નીર્મળ મંને, સદા સુખી રાખે તંનમંનધંને ॥
શોધી વૃક્ષ સતની ડાળ ઝાલી, ગરીબની તું છે રે વાલી. ॥૧૭॥
સ્વર્ગ મૃત્યુ પાતાળે તારો વાસે, ગરબો અમીચંદ જોડે
તારો દાસે ॥
ગાઇ ગરબો ફરતા પાડો તાળી, ગરીબની તું છેરે વાલી॥૧૮॥

# ગરબો ૭ મો.

## હાંરે કામી અંધ જગતમાં કહે છે:-એ રાહ.

હાંરે હમે ઉભા મા કર જોડી ॥ પડે સંકટે આવું દોડીરે;
હમે ઉભા મા કરજોડી. ॥૧॥
મારા મંનની વાતો તમે જાણો ॥ જુઠું કહીએ તો તમે કેમ
માનોરે; હમે ઉભા મા કરજોડી. ॥૨॥
હું તો એટલું માંગુ રાખો લાજે ॥ કરવા સંસારમાં ઘણાં
કાજેરે હમે ઉભા મા કરજોડી. ॥૩॥
તમે આબરૂ વધારી મ્હાર મારી ॥ તે પર દુશ્મન થાય
સવારીરે; હમે ઉભા મા કરજોડી. ॥૪॥
ક્યાં પુરૂષ કે ક્યાં નારી ॥ કરે વિનંતી તેને લો તારીરે;
હમે ઉભા મા કરજોડી. ॥૫॥
હાંરે ઘણા દુઃખીયારા સૌ આવે ॥ બોલાય નહીં ને મંન
મુંઝાવેરે; હમે ઉભા મા કરજોડી. ॥૬॥
ચાડી ઘાંટો માંગે તો કોઇ જાણે ॥ પાસે ઉભેલા સાંભળે
કાનેરે; હમે ઉભા મા કરજોડી. ॥૭॥
તમે ઘટઘટમાં રહ્યા વ્યાપી ॥ જાણો સહુ નાંખો દુઃખ
કાપીરે; હમે ઉભા મા કરજોડી. ॥૮॥
ઘણી બ્હેનોને દુઃખ હોય મોટું ॥ કરે વાત તો સાસુને
લાગે ખોટુંરે; હમે ઉભા મા કરજોડી. ॥૯॥

સુખ ધણીનું ઘણું હોયે ॥ બબડે સાસુ ડોળા કાઢી જોયેરે;
હમે ઉભા મા કરજોડી. ॥ ૧૦ ॥
ઘરની વાત કોઇને ન કહેવાયે ॥ સમજી તમે કરો મા
સહાયેરે હમે ઉભા મા કર જોડી. ॥ ૧૧ ॥
તમને કહું તે કોઇએ નવ જાણે ॥ જાણે તો લે મારા
પ્રાણેરે હમે ઉભા મા કર જોડી. ॥ ૧૨ ॥
હોય મરદ બૈરાનું દુઃખ છાનું ॥ શાંતિ કરવાનું કામ
માનુરે હમે ઉભા મા કર જોડી. ॥ ૧૩ ॥
કોઇ સાસુ વહુના ગુણ ગાએ. ॥ તે વહુ સાસુને ઘણી
ચ્હાયેરેઃ હમે ઉભાં મા કર જોડી. ॥ ૧૪ ॥
કોઇનો ધણી હશે એવો રૂડો ॥ પૈસો આપે નહીં
ને મારે ભુંડોરે. હમે ઉભા મા કરજોડી. ॥ ૧૫ ॥
ધણી વહુરે હશે સેતાને ॥ તે તો ધણીની રૂખ નહીં જાણેરે;
હમે ઉભા મા કર જોડી ॥ ૧૬ ॥
મરદ જેમ તેમ ઘર નીભાવે ॥ શોખીન બૈરીને તે નહીં ફાવેરે;
હમે ઉભા મા કર જોડી. ॥ ૧૭ ॥
વહુને જોઇએ શારૂ શારૂ ॥ લાવી લખાવી મળે તને તારૂં રે;
હમે ઉભા મા કર જોડી. ॥ ૧૮ ॥
એમાં કોણ જીવ સુખીયો થાયે ॥ સંતોષે હોય તે ખાયેરે
હમે ઉભા મા કર જોડી. ॥ ૧૯ ॥
માજી ભજતાં પ્રસન્ન થાયે; ॥ અમીચંદ કહે દુઃખ
મટી જાયેરે. હમે ઉભા કર જોડી ॥ ૨૦ ॥

# વમળ વસીનો ગરબો ૮ મો.

નળ રાજાનુ આખ્યાન, સૌ સાંભળી લોને ધ્યાન—એ રાહ.

આટલી માનજો શિખામણુ, જાઓ અંબાને ભોવન,
વશ રાખજો સરવે મન, સીધા જાઓ ચાલી; ॥

સાંભળો વમળ વસીની વાતે, પરશન થઇને ઝાલ્યો હાથે
રહે છે કુંભારીઆ મા સાથે, આરાસુર વાળી; ॥

વમળ પાંચ વરસનો બાળ, એના બાપનો આવ્યો કાળ,
ત્યારે નબળા હતા હાલ, દુઃખે પેટ ભરે; ॥

ઉછર્યો મોસાળ માંહે જઇ, ભણ્યો નિશાળમાં નહિ કંઇ,
ત્યારે ગાય ચરાવે તહીં, વનમાહીં ફરે; ॥

વમળ શ્રાવકનો છે બાળ, એને સરવે કહે ગોવાળ,
ગાયની રાખે છે સંભાળ, દરશન દહેરે કરે; ॥

પછી ગુરૂ પાસે જાય, જઇને વમળ લાગે પાય,
જોઇને ગુરૂજી હરખાય, સમજી લીંત્તરે; ॥

ગુરૂ આશીષ દઇને કહે છે, સાંભળી વમળ ઉભો રહે છે,
ગુરૂ શબ્દ મનમાં લે છે, રાખવા સંભાળી; ॥

સાંભળો વમળ વસીની વાતે, પરસન થઇને ઝાલ્યો હાથે,
રહે છે કુંભારીઆ મા સાથે, આરાસુર વાળી; ॥૧॥

ગુરૂ મુખ મુદ્રિકા જોઈ, ભાગ્યશાળી પુત્ર ઓઇ,
નાંખ્યો સવાલ સમો જોઈ, તું કંઇ કરજે ધરમ ॥
પૈસો મળે ગુરૂજી જ્યારે, મને કહેજો તમે ત્યારે,
થઇશું તે ઘડી તૈયારે, મારૂં ખુલશે કરમ ॥
પછી ગાય ચરાવવા જાય, ગામમાં ગેવાળીયો કહેવાય,
વનમાં ગાયો એકઠી થાય, નહીં રાખે શરમ ॥
સઘળી ગાયો ઘેરે ગઇ, એક ગાય ઉભી રહી,
વિચાર કરી જુએ તહીં નહીં સમજે મરમ ॥
વમલ વીચાર કરે છે મન, ગાયનુ કયા હશે ભોવન,
હવે થશે મા પરસન, લેશે હાથ ઝાલી ॥
સાંભળો વમળ વસીની વાતે પરસન થઇને ઝાલ્યો હાથે,
રહે છે કુંભારીઆ મા સાથે આરાસુર વાળી ॥ ૨ ॥
ઉભો બુમ પાડીને તાંહી, બારણે આવ્યા અંબામાઇ,
વમળ માગે છે ચરાઈ, આપ્યા જવ ત્યારે ॥
રસ્તે જવ ફેંકી દે છે, દાંણા લુગડે ચોંટી રહે છે,
ઘેર સોનાના દેખે છે, પસ્તાય તે વારેઃ ॥
પાછો આવ્યો માજી પાસ, કગરી બોલ્યો રાખી આશ,
માજી જાણી તારો દાસ, કરો વિચારે ॥
પ્રસન્ન થઇ બોલ્યા અંબાજી, હું તો તારા પર છું રાજી,
ખુશી થઇને મા નિવાજી ભર્યા ભંડારે ॥
એની દોલતનો નહીં પાર, જઇ ઉભો ગુરૂને દ્વાર,

આશા આપો કરી વિચાર, અંબા છે વાલી ॥
સાંભળો વમળ વસીની વાતે. પરસન થઈને ઝાલ્યો હાથે.
રહે છે કુંભારીઆ મા સાથે આરાસુર વાળી ॥ ૩ ॥
બંધાવ દહેરાં થઈને રાજી, તને પ્રસન્ન છે અંબાજી,
સાંભળી સમરી બેઠો માજી, થયા રતોવઈ તૈયાર ॥
એકસો આઠ દહેરાં કરી, માજી પુછે ફરી ફરી,
કોણ પ્રતાપ આ ઓચરી, માજી પૂછે વારંવાર ॥
ગુરૂ પ્રતાપે એ થાય, સાંભળી અંબામા ખીજવાય,
દહેરાં પ્રલે પળમા થાય. અગ્નિ કોપી અપાર ॥
નાઠો માજી પ્રતાપ કહી, દયાળી દયા લાવી તંહીં
પાંચ દહેરાં રાખ્યા સહી, તેની શોભા અપાર ॥
રાખવા વમળ વસીનું નામ, સુંદર દહેરામાં છે કામ,
અમીચંદ કહે તમામ, જોવા જાય ચાલી ॥ ॥
સાંભળો વમળ વસીને વાતે, પરસન થઈને ઝાલ્યો હાથે,
રહે છે કુંભારીઆ મા સાથે, આરાસુર વાળી ॥ ૪ ॥



## નંદ રાજાનો ગરબો ૯ મો.

હાંરે કામી અંધ જગતમાં કહે છે : ॥ હાંરે સીયળવંતી શીયળ પાળી રહે છે રે: કામી અંધ જગતમાં કહે છે: ॥૧॥
હાંરે નંદરાજાની વાત કહેવાય છે: ॥ હાંરે નગર ચરચા જોવાને જાય છે રે: ॥ કામી અંધ જગતમાં કહે છે. ॥ ૨ ॥

હાં રાતે નગરની ચરચા જોઈ: ॥ હાંરે દુઃખીઆરૂં દીઠું નહિં કોઈ રે: ॥ કામી અંધ જગતમાં કહે છે: ॥ ૩ ॥
હાંરે નગર જોઈ ગયો નગર બ્હારે: ॥ હાંરે ઇસો ઇસો થાય પોકારેરે: ॥ કામી અંધ જગતમાં કહે છે: ॥ ૪ ॥
હાંરે રાજા નંદ ધીમે ધીમે જાયે ॥ હાંરે જ્યાં ઇસો ઇસો થાય છે રે: ॥ કામી અંધ જગતમાં કહે છે: ॥ ૫ ॥
હાંરે ત્યાં તો ધોબી લુગડા ધૂએ: ॥ હાંરે રાજા પાસે જઇને જુએ રે: ॥ કામી અંધ જગતમાં કહે છે: ॥ ૬ ॥
હાંરે રાજા હીંમતવાન મજબુતે: ॥ પુછે માણુસ છે કે ભુતે રે: ॥ કામી અંધ જગતમાં કહે છે. ॥ ૭ ॥
હાંરે ધોબી બોલે છે શીષનામી, હાંરે કપડા વજીરના ધોઉં સ્વામીરે: કામી અંધ જગતમાં કહે છે: ॥ ૮ ॥
હાંરે વજીર વહુના ધોઉં છું ચીરે: ॥ હાંરે દીવસે ધોઉં તો અમર બહુ ફીરે રે: ॥ કામી અંધ જગતમાં કહે છે: ॥ ૯ ।
હાંરે ચીરમાં સુગંધીનો નહી પારે: ॥ હાંરે એના રૂપનો છે ભંડારેરે: કામી અંધ જગતમાં કહે છે: ॥ ૧૦ ॥
હાંરે સાંભળી રાયનું મન લલચાયું: ॥ હાંરે પાછો ફર્યો હવે ઘેર જાઉં રે ॥ કામી અંધ જગતમાં કહે છે: ॥ ૧૧ ॥
હાંરે ભરી સભા વજીરને બોલાવે: ॥ કચ્છ દેશથી ઘોડા મંગાવેરે: કામી અંધ જગતમાં કહે છે: ॥ ૧૨ ॥
હાંરે વજીર ઘોડા ખરીદી લાવો: ॥ હાંરે ઘોડા લઈને

વ્હેલાં આવો રેગ્રા કામી અંધ જગતમાં કહે છે ॥ ૧૩ ॥
હાંરે ઘેર વજીર ગયો પામી: ॥ હાંરે પુછે ઉદાસ
કેમ છો સ્વામીરે: ॥ કામી અંધ જગતમાં કહે છે: ॥ ૧૪ ॥
હાંરે ત્હારી લાજ લેવા રાજા ચાહે: ॥ હાંરે બોલી શીર
પડે શું થાયે રે: ॥ કામી અંધ જગતમાં કહે છે: ॥૧૫॥
હાંરે ઘોડા લેવા જાઓ પધારો: ॥ હાંરે ચતુર પોપટ છેરે
તમારો રે: ॥ કામી અંધ જગતમાં કહે છે: ॥ ૧૬ ॥
હાંરે વજીર ઘોડા લેવા ગયો: ॥ હાંરે રાજા વજીર દરવાજે
ઉભો રહયો રે: ॥ કામી અંધ જગતમાં કહે છે. ॥ ૧૭ ॥
હાંરે કુંદન આપી દરવાનને ફોડી: ॥ હાંરે પેઠો દરવાજેથી
ગયો દોડી રે: ॥ કામી અંધ જગતમાં કહે છે: ॥૧૮॥
હાંરે પોપટ માન આપી બેસાડે: ॥ હાંરે કહી શેઠાણી
બુમ પાડે રે: ॥ કામી અંધ જગતમાં કહે છે: ॥ ૧૯ ॥
હાંરે આવો બ્કાર પીતાની ન્હોય લાજે ॥ પુત્ર નથી પુછે
કામકાજે રે: ॥ કામી અંધ જગતમાં કહે છે: ॥ ૨૦ ॥
હાંરે વજીર વહુની જોજો ચતુરાઇ: ॥ હાંરે ગરબો જોડે
અમીચંદ ભાઇરે: ॥ કામી અંધ: ॥ ૨૧ ॥



## નંદરાજાનો ગરબો ૧૦ મો

(મહોલે પધારો મ્હારાજ મણીધર મોહલે પધારો—એ રાગ)

સતી સમરે અંબામાય, લજ્જા રાખોને: ॥ મારા પીયુ

ગયા પરદેશ, લજ્જા રાખોને: ॥ સતી સમરે અંબામાય,
લજ્જા રાખોને: ॥૧ ॥

સાખી

પોપટ બોલ્યો પ્રેમથી, ભલે પધારો રાય ॥
પુત્ર તમારો છે નહીં, એની વહુ છે ઘરમાંય: ॥
લજ્જા રાખોને: ॥ ૨

સાખી.

બહાર આવી પ્રેમદા, રાજાને આપ્યા માન: ॥
કામી રાજા જોઇને સમજાવી આપે દ્રષ્ટાંત: ॥
લજ્જા રાખોને: ॥ ૩ ॥

સાખી.

ચાર ગાયો ચાર રંગની, દોહ્યું જુદું જુદું દુધ: ॥
સ્વાદ સૌનો એક છે, રાજાને આવી શુદ્ધ; ॥
લજ્જા રાખોને: ॥ ૪ ॥

સાખી.

રસોઇ કરી ભાત રાંધીઓ, તેના જુદા જુદા છે રંગ: ॥
ખાઇને રાજા સમજ્યો, પછી ભાંગી ગયો ઉમંગ: ॥
લજ્જા રાખોને: ॥ ૫

સાખી.

દ્રષ્ટાંત દાખલા મુકીને સમજાવ્યો રાજન: ॥
ધન છે એવી નારને એણે ફેરવી નાખ્યું મન: ॥
લજ્જા રાખોને: ॥ ૬ ॥

સાખી.

પ્રસન્ન રાજા થઇને, ગણી પુત્રી સમાન ॥
સાસરવાસો કરીને કહે આપ્યું મુજને જ્ઞાન ॥
લજ્જા રાખોને ॥ ૭ ॥

સાખી.

ખુશી થયા સરવે જણા, ગયા રાજા રાજભોવન ॥
વજીર ઘોડા લાવીઓ વિચાર કરે છે મન ॥
લજ્જા રાખેને ॥ ૮ ॥

સાખી.

વજીર ઘરમાં પેસતાં, જોયો રાજ સણુગાર ॥
બઇરી પર ગુસ્સે થયો, નક્કી બગડી નાર ॥
લજ્જા રાખોને ॥ ૯ ॥

સાખી.

બીન અપરાધી બઇરીને, પીયર વળાવી નાર ॥
રાજા પર ગુસ્સે રહે, ને મનમાં રાખે ખાર ॥
લજ્જા રાખોને ॥ ૧૦ ॥

સાખી.

રાજા મનાવે વજીરને, તારી સાચી વાત ॥
કપટ કરી મેં મોકલ્યો તારે ઘેર ગયો તો રાત ॥
લજ્જા રાખોને ॥ ૧૧ ॥

સાખી.

બાઈરી તારી ગુણવંતને, આપ્યો બહુ મને બોધ ાા
જ્ઞાનથી પલળી ગયો, મારો ઉતરી ગયો ક્રોધ ાા
લજ્જા રાખોને ાા ૧૨ ાા

સાખી.

રાજા સમજાવે અતિ ઘણું, પ્રધાનને લાગે નહિ પાસ ાા
શિકાર રમવા બન્ને ગયા, ઉભા વજીર સસરા પાસ ાા
લજ્જા રાખોને ાા ૧૩ ાા

સાખી.

સાસરીઆ ખુશી થયા, આપ્યા આદર માન ાા
ભોજન જમાડી ભાવથી, ખાધા સોપારી પાન ાા
લજ્જા રાખોને ાા ૧૪ ાા

સાખી.

સસરા જમાઇને રાયજી, ને ચોથી વજીરની નાર ાા
બાજી માંડી રાજા કહે હવે સરવે નાંખો પોબાર ાા
લજ્જા રાખોને ાા ૧૫ ાા

સાખી.

હંસ ગયો સરોવર વિષે, ને દીઠું અમૃત સાર ાા
દીઠું પણ પીધું નહીં, તો પડ પાસા પોબાર ાા
લજ્જા રાખોને ાા ૧૬ ાા

સાખી.

સત્યે રહે છે મેદિની, ને સત્યે સહુ સંસાર ॥
સત રાખું સીતા તણું તો પડ પ્રાસા પોબાર ॥
લજ્જા રાખોને ॥ ૧૭ ॥

સાખી.

ગંગોદક નિરમળ જશું, સદા પવિત્ર જે સાર ॥
એવું કુળ હોય માહેરૂં, તો પડ પાસા પોબાર ॥
લજ્જા રાખોને ॥ ૧૮ ॥

સાખી.

અરૂણ આગળ આરસી રહે, ઇંદુ આગળ અંધકાર ॥
જાર આગળ જુવતી રહે, તો પડ પાસા પોબાર ॥
લજ્જા રાખોને ॥ ૧૯ ॥

સાખી.

બાપ દીકરીને રાયજી, પડ્યા પાસા પોબાર ॥
વજીરના પડ્યા નહીં, તોએ રાજા પર રાખે ખાર ॥
લજ્જા રાખોને ॥ ૨૦ ॥

સાખી.

ત્યાંથી બન્ને નીકળ્યાં, ઘોડા દોડાવ્યા વન ॥
વડ નીચે આસન કર્યું, ને સુતા ત્યાં રાજન ॥
લજ્જા રાખોને ॥ ૨૧ ॥

સાખી.

વજીરને લાગ ફાવીઓ, ને લીધું ખડગ ચડાવી રાસ ા
ખડગ મારી રાયને, પળમાં ઉડાવ્યું શીશ ા
લજ્જા રાખોને ા ૨૨ ા

સાખી.

માળી જુએ રાયનો, ચંપા પર તોડે ફુલ ા
રાજાને ત્યાં દાટીઓ, ઉપર વાળે છે ધુળ ા
લજ્જા રાખોને ા ૨૩ ા

સાખી.

વજીર અજાણ્યો થઇ ગયો, રાજાની નહીં ખબર ા
પાપ ઢાંક્યું રહે નહીં, માળીને લાગે ડર ા
લજ્જા રાખોને ા ૨૪ ા

સાખી.

માલણ રાણીને મળી, માંડીને કહી વાત ા
છાનું લશ્કર મોકલ્યું માળી ગયો સંગાત ા
લજ્જા રાખોને ા ૨૫ ા

સાખી.

ખોદી મુડદું કાઢયું, બાંધ્યો વજીરને ત્યાંય ા
સર્વે લોક ભેળા થયા, આવી વજીરની બહારી ત્યાંય ા
લજ્જા રાખોને ા ૨૬ ા

સાખી.

સતી આવી ઉભી રહી, સમરી અંબામાય ાા
સીયળવ્રતના પુણ્યથી કર્યો જીવતો રાજા ત્યાંય ાા
લજ્જા રાખોને ાા ૨૭ ાા

વજીર પર સઉ કોપીઆ, ને ફાંસી સઉ કે દો ાા
રાજા કહે ભૂલ માહેરી, એમાં વજીરને શું કહો ાા
લજ્જા રાખોને ાા ૨૮ ાા

સાખી.

નંદ રાજાની વારતા, ને તેનો લીધો સાર ાા
ગરબો જોડી અમીચંદ કહે, સતીઆનો બેડો પાર ાા
લજ્જા રાખોને ાા

મારા પીયુ ગયા પરદેશ; લજ્જા રાખોને ાા
સતી સમરે અંબામાય લજ્જા રાખોને ાા ૨૯ ાા



## માતાનો ગરબો ૧૧ મો.

( હાંરે કામી અંધ જગતમાં કહે છે—એ રાહ )

હાંરે મારે આજ આણંદની હેલી, હાંરે બેની અંગ ઉમંગે થઇ ભેળીરે
મારે આજ આણંદની હેલી. ાા
હાંરે બેની નવરાતરની રાતે, હાંરે ખીલી ચાંદની ઝગઝગાટેરે, ાા
મારે આજ આણંદની હેલી ાા ૧ ાા

હાંરે માતા અંબાના ગુણુગવાયે, હાંરે ગાતા હરખહૈયામાં ન માયેરે ॥
મારે આજ આણુંદની હેલી. ॥ ૨ ॥
હાંરે ભાવે ગરબા ગાએ સૌઆવી, હાંરે સખીરહેલીઓનેબોલાવીરે ॥
મારે આજ આણુંદની હેલી ॥ ૩ ॥
હાંરે ગાએ ગરબા ફરતાફરતી, હાંરે સાંભળનારાના મનડા હરતીરે ॥
મારે આજ આણુંદની હેલી. ॥ ૪ ॥
હાંરે માની વીનંતીના ગરબા ગવાએ, હાંરે લોકો સાંભળીને
ખુશ થાયેરે ॥ મારે આજ આણુંદની હેલી. ॥ ૫ ॥
હાંરે એની માજીના જે ગુણ ગાશે. હાંરે તેની માજી પુરશે આશેરે ॥
મારે આજ આણુંદની હેલી. ॥ ૬ ॥
હાંરે માના સમરણથી સુખ થાયે, હાંરે આશો મહીને ગરબા
ગવાયેરે ॥ મારે આજ આણુંદની હેલી. ॥ ૭ ॥
હાંરે માના દરશણથી દુઃખ જાયે, હાંરે માજી જયારે પ્રસન્ન
થાયેરે ॥ મારે આજ આણુંદની હેલી. ॥ ૮ ॥
હાંરે ભાવે ભકિત કરો ચિત્ત રાખી, હાંરે જેણે મધુરી વાણી
ભાખીરે ॥ મારે આજ આણુંદની હેલી. ॥ ૯ ॥
હાંરે વિશ્વાસે કામ સિદ્ધ થાશે, હાંરે સમરે અમીચંદ શ્વાસે,
શ્વાસેરે ॥ મારે આજ આણુંદની હેલી. ॥ ૧૦ ॥

---

# માતાનો ગરબો ૧૨ મો.

(બીજ બંસરીરે લોલ તાળી લેતા વાગે ઝાંઝર જુમખારે લોલ-એ રાહ.)

ખીલી ચાંદનીરે લોલ, ગરબા ગવાય માના ચોકમાંરે લોલ ॥
સરખે સરખી મળી સાહેલીરે લોલ થાય ઝાંઝરના ઝમકાર ॥
ખીલી ચાંદનીરે લોલ, ગરબા ગવાય માના ચોકમાંરે લોલ ॥૧॥
સુંદર સાળુ શોભતારે લોલ, તરેહ તરેહના તેમાં છે રંગ ॥
ખીલી ચાંદનીરે લોલ, ગરબા ગવાય માના ચોકમાંરે લોલ ॥૨॥
ઝળળળ ઝળકે સાડીઓરે લોલ, થાય ટીકીના ચમકાર ॥
ખીલી ચાંદનીરે લોલ, ગરબા ગવાય માના ચોકમાંરે લોલ ॥૩॥
હીરા રતનની જડ ચમકેરે લોલ, માના ગુણ ગાવા મોં મલકે ॥
ખીલી ચાંદનીરે લોલ, ગરબા ગવાય માના ચોકમાંરે લોલ ॥૪॥
વારા ફરતી ગાય ગરબારે લોલ, પાડે તાળી તડાતડ ॥
ખીલી ચાંદનીરે લોલ, ગરબા ગવાય માના ચોકમાંરે લોલ ॥૫॥
પ્રથમ સમરી શારદારે લોલ, લાગું ગણપતીને પાય ॥
ખીલી ચાંદનીરે લોલ, ગરબા ગવાય માના ચોકમાંરે લોલ ॥૬॥
અંબા આરાધું આપનેરે લોલ, માંગુ લાગીને પાય ॥
ખીલી ચાંદનીરે લોલ, ગરબા ગવાય માના ચોકમાંરે લોલ ॥૭॥
અખંડ સૌભાગ્ય સુબુદ્ધિરે લોલ, બીજા સંસારના સુખ ॥
ખીલી ચાંદનીરે લોલ, ગરબા ગવાય માના ચોકમાંરે લોલ ॥૮॥

આજે આણુંદ સાના અંગમાંરે લોલ, રૂડા નવરાત્રીના દીન ।।
ખીલી ચાંદનીરે લોલ, ગરબા ગવાય માના ચોકમાંરે લોલ ।।૯।।
આસો મહીનો આનંદનોરે લોલ, માણેક થાળી પુનેમનો દીન ।।
ખીલી ચાંદનીરે લોલ, ગરબા ગવાય માના ચોકમાંરે લોલ ।।૧૦।।
ચંન્ની પડવો સુરતનોરે લોલ, સાંજે સરવે મીઠાઇ ખાય ।।
ખીલી ચાંદનીરે લોલ, ગરબા ગવાય માના ચોકમાંરે લોલ ।।૧૧।।
આનંદી સુરત આનંદમાંરે લોલ, કરે અંબામા સાહ્ય ।।
ખીલી ચાંદનીરે લોલ, ગરબા ગવાય માના ચોકમાંરે લોલ ।।૧૨।।
સતના બેલી મા થશેરે લોલ, અમીચંદ કહે સાચી વાત ।।
ખીલી ચાંદનીરે લોલ, ગરબા ગવાય માના ચોકમાંરે લોલ ।।૧૩।।

---

## મતલબી દુનીયાનો ગરબો ૧૩ મો.

[ સતી સમરે અંબામાય લજ્જા રાખોરે—એ રાહ. ]

સઉ સ્વાર્થી સંસાર, દુનીયા મતલબી।। તમે ધારી કરો વિચાર ।।
દુનીયા મતલબી ।।

સાખી

માત પિતા મતલબથી, રાખે પુત્ર પર પ્રેમ; ।।
દુઃખ વેઠી અતિ ઘણું એને ઉછેરે છે જેમ તેમ; ।।
દુનીયા મતલબી ।। તમે ધારી કરો વિચાર, દુનીયા મતલબી।।
સઉ સ્વાર્થી સંસાર, દુનીયા મતલબી ।। ૧ ।।

સાખી

વંશ વધારવા કારણે વળી ઘડપણુ પાળશે એ ।।
લ્હાવો લેશે જગતમાં, મુઆ પછી બાળશે એ ।।

દુનીયા મતલબી ।। તમે ધારી કરો વિચાર, દુનીયા મતલબી।।
સઉ સ્વાર્થી સંસાર, દુનીયા મતલબી ।।૨।।

સાખી

ભલો છોકરો જે હશે માને બાપના ગુણ ।।
પુંજી લેવા બાપની કડવા વચન લે સુણ ।।

દુનીયા મતલબી ।। તમે ધારી કરો વિચાર, દુનીયા મતલબી।।
સઉ સ્વાર્થી સંસાર, દુનીયા મતલબી ।। ૩ ।।

સાખી

રાજા રૈયત મતલબથી રાજા કરવા રાજ ।।
રૈયતને રખેવાળ છે, એમાં બંનેના થાય કાજ ।।

દુનીયા મતલબી ।। તમે ધારી કરો વીચાર, દુનીયા મતલબી।।
સઉ સ્વાર્થી સંસાર, દુનીયા મતલબી ।। ૪ ।।

સાખી

વરકન્યા મતલબથી, પરણે છે બે જણ ।।
વર રળીને લાવશે, કરે કન્યા તરત ભોજન ।।

દુનીયા મતલબી ।। તમે ધારી કરો વીચાર, દુનીયા મતલબી।।
સઉ સ્વાર્થી સંસાર, દુનીયા મતલબી ।। ૫ ।।

સાખી

દરદી ડોક્ટર બે જણા, દરદીનું જાય દુઃખ ા।

ફી મળે ડોક્ટરને, દરદીને થાય સુખ ા।

દુનીયા મતલબી ।। તમે ધારી કરો વીચાર, દુનીયા મતલબી।।

સહુ સ્વાર્થી સંસાર, દુનીયા મતલબી ા। ૬ ।।

સાખી

સંત સાધુ મતલબના, સંતને લેવું જ્ઞાન ા।

સાધુ પંકાય જ્ઞાનથી, તેને મળે છે માન ા।

દુનીયા મતલબી ।। તમે ધારી કરો વિચાર, દુનીયા મતલબી ।।

સહુ સ્વાર્થી સંસાર, દુનીયા મતલબી ા। ૭ ।।

સાખી

કરે પરમાર્થ પ્રેમથી પૂણ્ય બાંધવાને કાજ ા।

આશાએ ધન વાપરે, લઈશું પેલે જનમમાં રાજ ા।

દુનીયા મતલબી ।। તમે ધારી કરો વીચાર, દુનીયા મતલબી।।

સહુ સ્વાર્થી સંસાર, દુનીયા મતલબી ા। ૮ ।।

સાખી

સાસુ વહુ મતલબના, વહુ મુકાવશે કામ ા।

વહુને મતલબ એટલી, સાસુ રાજી થાય તો મળે માન ા।

દુનીયા મતલબી ।। તમે ધારી કરો વિચાર, દુનીયા મતલબી।।

સહુ સ્વાર્થી સંસાર, દુનીયા મતલબી ા। ૯ ।।

સાખી

વરઘોડે સાજન જશે, વર તો કન્યા લે ॥
સાજનને શોભા મળે, આપે વેવાઇ નાળીએર બે ॥
દુનીયા મતલબી ॥ તમે ધારી કરો વીચાર, દુનીયા મતલબી॥
સઉ સ્વાર્થી સંસાર, દુનીયા મતલબી ॥ ૧૦ ॥

સાખી

લોભી ધુતારા બે જણા, ધુતારો ધુતી ખાય ॥
લોભી આપે લોભમાં, ગયા પછી ઘણું પસ્તાય ॥
દુનીયા મતલબી ॥ તમે ધારી કરો વિચાર, દુનીયા મતલબી॥
સઉ સ્વાર્થીય સંસાર, દુનીયા મતલબી ॥૧૧॥

સાખી

ગોર જજમાન મતલબથી, ગોર કરાવે કામ ॥
જજમાન આશીષ લઈને, આપે છે ગોરને દામ ॥
દુનીયા મતલબી ॥ તમે ધારી કરો વિચાર, દુનીયા મતલબી ॥
સઉ સ્વાર્થી સંસાર, દુનીયા મતલબી ॥ ૧૨ ॥

સાખી

જગતમાં જનમે જેહે, મતલબી સઉ હોય ॥
બીન મતલબી જનમે નહિ, અમીચંદ કહે બતાવો કોય॥
દુનીયા મતલબી ॥ તમે ધારી કરો વીચાર, દુનીયા મતલબી ॥
સઉ સ્વાર્થી સંસાર, દુનીયા મતલબી ॥૧૩॥

## હિંમત રાખવા વિષેનો ગરબો ૧૪ મો.

[ મ્હોલે પધારોરે મણીધર મ્હોલે પધારોઃ—એ રાહ ]

હિંમત રાખોરે હવે સહુ હિંમત રાખો, જુગ પલટાયોરે,
હવે સહુ હિંમત રાખો, કળજુગ વાપ્યોરે હવે સહુ હિંમત રાખો

સાખી

સતીયા સત ન મુકશો, સત્યે થાશે સુખ,
અસતીયા સુખ દેખશે, થશે અંતે દુઃખનું દુઃખ.
હવે સહુ હિંમત રાખો,જુગ પલટાયોરે,હવે સહુ હિંમત રાખો
કળજુગ વાપ્યોરે, હવે સહુ હિંમત રાખો ॥૧॥

સાખી

પહેલી ભૂલ પોતા તણી, પોતાનું સાચવે નહિં,
બેદરકાર થઇને ફરે, પછી શોધે છે જહીં તહીં.
હવે સહુ હિંમત રાખો,જુગ પલટાયોરે, હવે સહુ હિંમત રાખો
કળજુગ વાપ્યોરે, હવે સહુ હિંમત રાખો ॥૨॥

સાખી

બગાડ થયો બે થકી, આળસને ઉદ્યમ,
આળસુ બેઠો ઉઠે નહિ, શાની પડે વેપારમાં ગમ.
હવે સહુ હિંમત રાખો જુગ પલટાયોરે, હવે સહુ હિંમત રાખો
કળજુગ વાપ્યોરે, હવે સહુ હિંમત રાખો ॥૩॥

## સાખી

શેઠાઈમાં સર્વે ગયું, ને શેઠ થયા ચાકર,
મારે તેની તરવાર, કાયર ખાઇ રહે ઠર.
હવે સહુ હિંમત રાખો,જુગ પલટાયોરે,હવે સહુ હિંમત રાખો
કળજુગ વાપ્યોરે, હવે સહુ હિંમત રાખો ॥૪॥

## સાખી

વિદ્યા હિંદુસ્તાનની, ને ગઇ યુરોપ ખંડ,
શોધન કરી ફાવી ગયા, એણે કાઢયા નવા નવા ફંદ.
હવે સહુ હિંમત રાખો,જુગ પલટાયોરે,હવે સહુ હિંમત રાખો
કળજુગ વાપ્યોરે, હવે સહુ હિંમત રાખો ॥૪॥

## સાખી

કુસંપ હિંદુસ્તાનમાં. જાતે જાત પર વેર,
દુઃખીઓ દેખે સુખીને. રાખે તેના પર ઝેર.
હવે સહુ હિંમતરાખો,જુગ પલટાયોરે,હવે સહુ હિંમત રાખો
કળજુગ વાપ્યોરે; હવે સહુ હિંમત રાખો ॥૬॥

## સાખી

વેપાર છોડી સટ્ટા કરે, કારીગર છોડે કામ
દુઃખી થાય અતિ ઘણા, સટ્ટા કરે તમામ.
હવે સહુ હિંમત રાખો,જુગ પલટાયોરે,હવે સહુ હિંમત રાખો
કળજુગ વાપ્યોરે, હવે સહુ હિંમત રાખો ॥૭॥

સાખી

આળસ છોડી ઉદ્યમ કરે, તેને થાશે સુખ,
વેપારે મળે લક્ષ્મી, તો જાયે જનમનું દુઃખ.
હવે સહુ હિંમત રાખો,જુગ પલટાયોરે હવે સહુ હિંમત રાખો
કળજુગ વાપ્યોરે,હવે સહુ હિંમત રાખો ॥૮॥

સાખી

રમત મુકી જે છોકરા, ભણુશે ચોટી ચીત્ત,
પંકાશે તે જગતમાં, ચાલશે રૂડી રીત.
હવે સહુ હિંમત રાખો,જુગ પલટાયોરે,હવે સહુ હિંમત રાખો
કળજુગ વાપ્યોરે, હવે સહુ હિંમત રાખો ॥૯॥

સાખી

મા બાપ સગા પીતરાઇ પર, ને તેના પર નહિં સ્હાય,
જ્યારે શીર પર દુઃખ પડે, ત્યારે સાંભળે બાપને માય.
હવે સહુ હિંમત રાખો, જુગ પલટાયોરે,હવે સહુ હિંમત રાખો
કળજુગ વાપ્યોરે, હવે સહુ હિંમત રાખો ॥૧૦॥

સાખી

પંડીતને પુછે નહિં, પડે મુરખના પોબાર,
ખરા રત્ન આઘા રહયા, પડયા ઇમીટેશેન હવે બ્હાર.
હવ સહુ હિંમત રાખો,જુગ પલટાયોરે,હવે સહુ હિંમત રાખો
કળજુગ વાપ્યોરે, હવે સહુ હિંમત રાખો ॥૧૧॥

સાખી

ઉંચ આળસમાં ઉંઘ્યા કરે, ને નીચમાં વાધે શુર
વ્હેલા ઉઠે સવારમાં, જીવ વેપારમાં ભરપૂર.
હવે સહુ હિંમત રાખો, જુગ પલટાયોરે, હવે સહુ હિંમત રાખો
કળજુગ વાપ્યોરે, હવે સહુ હિંમત રાખો ॥૧૨॥

સાખી

વેપાર કરી મહેનત કરે; નાણું રાખે ચોક્કસ,
લોભ ઘણો કરે નહિ, વળી મનને રાખે વશ.
હવે સહુ હિંમત રાખો, જુગ પલટાયોરે, હવે સહુ હિંમત રાખો
કળજુગ વાપ્યોરે, હવે સહુ હિંમત રાખો ॥૧૩॥

સાખી

ઉંચ મરે હું પદમાં, રહેવા ન હોયે ઠામ,
વાંધા સઘળી વાતના, તોયે ચાકર કરે ઘેર કામ.
હવે સહુ હિંમત રાખો, જુગ પલટાયોરે, હવે સહુ હિંમત રાખો
કળજુગ વાપ્યોરે. હવે સહુ હિંમત રાખો ॥૧૪॥

સાખી

ઉંચની બુદ્ધી ભ્રષ્ટ થઇ, ને નીચ સુધરતા જાય,
પાસ લાગ્યો ઉંચનો, પહેલા ચાકર પછી શેઠ થાય
હવે સહુ હિંમત રાખો, જુગ પલટાયોરે, હવે સહુ હિંમત રાખો
કળજુગ વાપ્યોરે, હવે સહુ હિંમત રાખો ॥૧૫॥

## સાખી

બનવાનું બની ગયું, હવે સુધારો સહુ,
ઘરડા તો ભૂલી ગયા, હવે સુધારો છોકરાને વહુ.
હવે સહુ હિંમત રાખો,જુગ પલટાયોરે,હવે સહુ હિંમત રાખો
કળજુગ વાપ્યોરે, હવે સહુ હિંમત રાખો ॥૧૬॥

## સાખી

વાણી પાણી વેપારનો, કોઇ ન પામે પાર,
કરશે તેના બાપનો અમીચંદ કહે વારંવાર.
હવે સહુ હિંમત રાખો,જુગ પલટાયોરે,હવે સહુ હિંમત રાખો
કળજુગ વાપ્યોરે,હવે સહુ હિંમત રાખો ॥૧૭॥



## મહાકાળીનો ગરબો ૧૫ મો.

(સખી પડવે તે પંથ પધાર્યારે—એ રાહ.)

ચાંપાનેરમાં ગરબો ગવાયેરે, સજી સણગાર સખી ભેળી થાયેરે ॥
મહાકાળી તો જોવાને જાયે, વાગે તડાતડ તાળી ત્યાંયેરે ॥૧॥
સરખે સરખી સાહેલી થઇ ટોળેરે,ગાયે ગરબો મધુરી વાણી બોલેરે।
સાંભળી લોકો ચઢયા હીંડોળે, વાગે તડાતડ તાળી ત્યાંયેરે ॥૨॥
સુંદર સાળુ શોભે નાકે વાળીરે, હીરા કંથી મોતીની માળા ઘાલીરે।
એમાં ગરબો ગાવા ગયા કાળી; વાગે તડાતડ તાળી ત્યાંયેરે ॥

મહાકાળી ગરબા ગાતીરે, પહેરી ચુંદડી ને રંગે રાતીરે ॥
ઉપર કસબી કોર ઝળકાતી, વાગે તડાતડ તાળી ત્યાંયેરે ॥૪॥
નખશીખ સણુગાર અત્તર અંગેરે, મદમાતી કામીની ફરે રંગેરે ॥
ઉપડે પગ આણીને ઉમંગે, વાગે તડાતડ તાળી ત્યાંયેરે ॥૫॥
માની છબીની બલીહારીરે, સર્વે લોક જુએ ધારી ધારીરે ॥
આ તો અંબા કે કાળી પધારી, વાગે તડાતડ તાળી ત્યાંયેરે ॥૬॥
દર્સન કરવા અંતરીક્ષ દેવ આવેરે, કરી દર્શન મન હરખાવેરે ॥
ફરે કુદડી સૌને મન ભાવે, વાગે તડાતડ તાળી ત્યાંયેરે ॥૭॥
પડી ખબર રાજા ઉઠયો ધારીરે, જઈ જુવે તો સુંદર નારીરે ॥
માનું મુખડું જુએ વારંવારી, વાગે તડાતડ તાળી ત્યાંયેરે ॥૮॥
જોઈ પતાઈ રાજા મોહેરે, મળવા માતાને લાગ જોયેરે ॥
આવી રાણી મારે મહેલે હોયે, વાગે તડાતડ તાળી ત્યાંયેરે ॥૯॥
પતાઈ રાજાની ગઈ શુધ્ધ શાનેરે, કામી અંધે ન ઓળખ્યા માનેરે॥
બન્યો ઘેલો ઉડી શુધ્ધ શાને, વાગે તડાતડ તાળી ત્યાંયેરે ॥૧૦॥
ગાતા ગરબો રાત ગઈ ચાલીરે, સહુ ઘેર ગઈ સાહેલીરે ॥
માનો જતા પાલવ લીધો ઝાલી, વાગે તડાતડ તાળી ત્યાંયેરે ॥૧૧॥
ચાલો ઘેર પધારો મારે મહેલેરે, બોલ્યા માજી રાજા શું બોલેરે ॥
માગ માગ આપું વચન કોલે, વાગે તડાતડ તાળી ત્યાંયેરે ॥૧૨॥
હું તો પ્રસન્ન છઉં તને આજેરે, બોલ મોઢે થશે તારૂં કાજેરે ॥
ઘેર પધારો કહે મુકી લાજે, વાગે તડાતડ તાળી ત્યાંયેરે ॥૧૩॥

ખેંચે પાલવ રાજા સાહીરે, માતા કાલીકા ત્યાં ખીજવાઈરે ।।
મુક પાલવ શ્રાપ દીધો ત્યાંહી, વાગે તડાતડ તાળી ત્યાંયેરે ।।૧૪।।
માજી કોપ્યાનો ગરબો કહુંરે, થાય લાંબો તો ખીજવાય સહુરે ।।
અગીચંદ કહે મા શરણે રહું, વાગે તડાતડ તાળી ત્યાંયેરે ।।૧૫।।



## નંદરાજાનો ગરબો ૧૬ મો

(આવોની નંદલાલ રમવા આવોનીરે—એ રાહ.)

માતા દઈને ગયા શ્રાપ, સાંભળો નર ને નારી; ।।
ત્યાં તો આવી ચડયો સુલતાન, સાંભળો નર ને નારી. ।।૧।।
ધમધમાટ ચઢી સુલતાન આવ્યો, ચાર લાખ ઘોડેશ્વારરે લાવ્યો ।।
પેઠો શહેરમાં એ તો ફાવ્યો, સાંભળો નર ને નારી. ।।૨।।
ટોપ ભાલા કરે છેરે ચમકારા, લાભ લશ્કર ગયુ ધસીરે દ્વારા; ।।
પેસી શહેરમાં કરે મારંમારા; સાંભળો નર ને નારી. ।।૩।।
સાંગ ફરસીના થાય ઝલકારા, પતાઈ સૈન્ય થયું તારંતારા ।।
ત્યાં તો લોહીની વરસી રહી ધારા; સાંભળો નર ને નારી ।।૪।।
માલ ખજાના લુંટયા ભંડારે, હીરા રત્ન લુંટયા મોતીના હારે; ।।
સોના રૂપા ને કણુ કોઠારે; સાંભળો નર ને નારી. ।।૫।।
લૂંટયા ખાવા રહ્યા નહીં અન્નના દાણા,મુઆછોકરારાણીજાયારાણા।
ફરે શહેરમાં લશ્કર મસ્તાના; સાંભળો નર ને નારી ।।૬।।

રાજમહેલ લુંટી રણુવાસેરે રાણી,કરતી રૂદન આંખેભરતીરે પાણી ાા
આવી વખત ન્હોતી જાણી; સાંભળો નર ને નારી. ાા૭ાા
એઇ ગભરાઇ બોલે દીન વચને, પતાઈ રાજા કરે એઇને રૂદને ાા
મહાકાળીનું કરે સ્મરણે; સાંભળો નર ને નારી ાા૮ાા
માતા માફ કરો હું છોરૂ તમારો,હું તો નીર્ધ નીચો થઈમચોરેનોંધારે;
આવ્યો પડતો દહાડો સુધારો; સાંભળો નર ને નારી. ાા૯ાા
ધ્યાન ધરી માનુ સ્મરણ કર્યું, પ્રસન્ન થઇ માએદુઃખરે હર્યું ાા
માએ દયા લાવી સુખરે કર્યું; સાંભળો નર ને નારી. ાા૧૦ાા
જગત જનુની મા દીન દયાળી, બાળક ભુલે તેને લે છે સંભાળી ાા
એવી દયાળી મહાકાળી; સાંભળો નર ને નારી. ાા૧૧ાા
બુરી નજર કરી જે કોઇ ચાલે, શીયળવંતીનો પાલવ ઝાલે; ાા
અમીચંદ કહે તેના આ હાલે; સાંભળો નર ને નારી. ાા૧૨ાા

## સુરતની અંબા માતાનો ગરબો ૧૭મો.

(સુણો શામળા હું તમ માટે ઘેલી થઇરે—એ રાહ)

સુરત શહેરમાં તો અંબા મા કહેવાય છે જો; ાા
લાવે વધામણું ને ગરબા ગવાય છે જો; ાા
સુરત શહેરમાં તો અંબા મા કહેવાય છે જો. ાા૧ાા
પહેલા પુજા કરાવે બ્રાહ્મણ પ્રેમથી જો; ાા
ધાર્યાં કામ થાયે ને રાખે નેમથી જો; ાા
સુરત શહેરમાં તો અંબા મા કહેવાય છે જો. ાા૨ાા

મુકી બાધા ને પગે સૌ લાગે છે જો, ।।
કરજો સહાયે સદા સુખ માંગે છે જો; ।।
સુરત શહેરમાં તો અંબા મા કહેવાય છે જો. ।।૩।।
માની છબી જુએ ધારી ધારાને જો, ।।
ભરી વાડી શોભે છે મીનાકારી જો; ।।
સુરત શહેરમાં તો અંબા મા કહેવાય છે જો. ।।૪।।
સજ્યા સણગાર સોળે શોભતા જો; ।।
ઘણી ભીડથી ઉભા લોકો થોભતા જો; ।।
સુરત શહેરમાં તો અંબા મા કહેવાય છે જો. ।।૫।।
મુકી બાધા ને સર્વે હરખાય છે જો; ।।
મા ના ચોકમાં તો ગરબા ગવાય છે જો; ।।
સુરત શહેરમાં તો અંબા મા કહેવાય છે જો ।।૬।।
પહેરી સાડી સાળુ ને કોર ચમકે જો, ।।
હરખે ગાયે ગરબા ને ચાલે ઠમકે જો; ।।
સુરત શહેરમાં તો અંબા મા કહેવાય છે જો. ।।૭।।
વારા ફરતી તો ગરબા ગવાય છે જો, ।।
સુંદર વાણી મધુરીથી મલકાય છે જો, ।।
સુરત શહેરમાં તો અંબા મા કહેવાય છે જો. ।।૮।।
માના પુંજારીઓ તો માને લાડ લડાવે છે જો, ।।
મેવા મીઠાઇ ભક્તો લઇ આવે છે જો; ।।
સુરત શહેરમાં તો અંબા મા કહેવાય છે જો. ।।૯।।

પછી ગરબા ગાઇને બહેનો ખુશી થાય છે જો; ॥
લઇ છોકરાને સર્વે ઘેર જાય છે જો ॥
સુરત શહેરમાં તો અંબા મા કહેવાય છે જો. ॥૧૦॥

માતા અંબા સુરતમા જાહેર છે જો; ॥
સર્વે ભક્ત જનોને માની મહેર છે જો; ॥
સુરત શહેરમાં તો અંબા મા કહેવાય છે જો. ॥૧૧॥

દર્દી બાધા લે તેનું કામ થાય છે જો; ॥
થાય સુખી ને બાધા મુકી જાય છે જો; ॥
સુરત શહેરમાં તો અંબા મા કહેવાય છે જો. ॥

થાયે રૂસનઇ ને વાડીઓ ભરાય છે જો; ॥
વાગે વાજીંત્ર ગાયનો થાય છે જો; ॥
સુરત શહેરમાં તો અંબા મા કહેવાય છે જો. ॥૧૨॥

લોકો દર્શન કરીને પગે લાગતા જો; ॥
જેને જોઇએ તે મા પાસે માંગતા જો, ॥
સુરત શહેરમાં તો અંબા મા કહેવાય છે જો. ॥૧૩॥

લોકો દર્શન કરીને પગે લાગતા જો; ॥
જેને જોઇએ તે મા પાસે માંગતા જો; ॥
સુરત શહેરમાં તો અંબા મા કહેવાય છે જો. ॥૧૪॥

માતા દયાળી દયા કરી આપતી જો; ॥
જોઇ ભકિત ને પુત્ર કરી સ્થાપતી જો; ॥
સુરત શહેરમાં તો અંબા મા કહેવાય છે જો. ॥૧૫॥

હરતા ફરતા જે માનું ધ્યાન ધરતા જો; ॥
અમીચંદ કહે મા તેનું કામ કરતા જો; ॥
સુરત શહેરમાં તો અંબા મા કહેવાય છે જો. ॥૧૬॥

## વરીઆવી ભાગળ બહાર માતા બેચરાજીનો ગરબો.

(અલબેલી અંબે માત-એ રાહ.)

સહુ જાય દરવાજા બહાર દર્શન કરવાને ાા
ત્યાં વસે છે બહુચર માત, દર્શન કરવાને ાા
સહુ જાયે દરવાજા બહાર, દર્શન કરવાને ાા૧ાા
સુરત શહેરના બાર દરવાજા. વરિઆવી ભાગળ બહારરે ાા
માતા બહુચરા બેઠા તખ્ત પર શોભાનો નહિં પારરે ાા
દર્શન કરવાને ાા સહુ જાય દરવાજા બહાર, દર્શન કરવાને ાા
ત્યાં વસે છે બહુચર માત, દર્શન કરવાને ાા
પ્રથમ માતા વાવવાળી તે દર્શને સહુ જાયરે ાા
ફરતી ધર્મશાળા શોભે સુંદર, દર્શન કરી ખુશ થાયરે ાા
દર્શન કરવાને ાા સહુ જાય દરવાજા બહાર, દર્શન કરવાને ાા
ત્યાં વસે છે બહુચર માત, દર્શવ કરવાને ાા૩ાા
વાવમાં ઉતરી દર્શન કરતાં ગોખમાં બિરાજે માતારે ાા
દર્શન કરીને કોઇ કોઇ લોકો વાવમાં જોવા જાતારે ાા
દર્શન કરવાને ાા સહુ જાય દરવાજા બહાર, દર્શન કરવાને ાા
ત્યાં વસે છે બહુચર માત, દર્શન કરવાને ાા૪ાા
શણગાર માને કાને કુંડળ, ગળે મોતીની માળારે ાા
પાઉંમે પાયલ ઘુઘરૂં ઘમકે, હાથમાં ત્રિશુળ ભાલારે ાા
દર્શન કરવાને ાા સહુ જાય દરવાજા બહાર, દર્શન કરવાને ાા
ત્યાં વસે છે બહુચર માત, દર્શન કરવારે ાા૫ાા

કરજી બાવાજી ત્યાંથી ઉપાડી, તળાવ ઉપર લાવ્યારે ાા
દેરૂ બાંધીને તખ્ત બનાવ્યું, ભક્તનને મન ભાવ્યારે ાા
દર્શન કરવાને ાા સહુ જાય દરવાજા બહાર, દર્શન કરવાને ાા
ત્યાં વસે છે બહુચર માત, દર્શન કરવાને ાા૬ાા
ત્યાં પણ શોભા સારી બની છે, બહુચર માતા ભોળીરે ાા
વાંઝીઆને પુત્ર આપે, બંધાવે ઘેર ઝોળીરે ાા
દર્શન કરવાને ાા સહુ જાય દરવાજા બહાર, દર્શન કરવાને ાા
ત્યાં વસે છે બહુચર માત, દર્શન કરવારે ાા૭ાા
શહેર સુરતથી દર્શન કરવા, રવિવારે સહુ જાયરે ાા
ઘણાં ખરા તો આકીનવાળા, જરા ભૂલ નહિં ખાયરે ાા
દર્શન કરવાને ાા સહુ જાય દરવાજા બહાર, દર્શન કરવાને ાા
ત્યાં વસે છે બહુચર માત, દર્શન કરવાને ાા૮ાા
ખરો મેળો તો નવરાતરમાં, આઠમે લોકો બહુરે ાા
દિવાળીને બેસતે વરસે, દર્શન કરતાં સહુરે ાા
દર્શન કરવાને ાા સહુ જાય દરવાજા બહાર, દર્શન કરવાને ાા
ત્યાં વસે છે બહુચર માત, દર્શન કરવાને ાા૯ાા
ઘાટડી, ચુંદડી, નારિએળ ચઢાવે, ઘીનો દીવો ખાસરે ાા
કોઈ ફુલનો હાર ચઢાવે દર્શન કરે જઈ પાસરે ાા
દર્શન કરવાને ાા સહુ જાય દરવાજા બહાર, દર્શન કરવાને ાા
ત્યાં વસે છે બહુચર માત, દર્શન કરવાને ાા૧૦ાા
સ્મરણ કરી કોઇ છંદજ બોલે, કહે દુઃખીઆ મનની વાતરે ાા
દિન દયાળી દયા લાવીને, કરે કામ સહુના માતરે ાા

દર્શન કરવાને ॥ સહુ જાય દરવાજા બહાર, દર્શન કરવાને ॥
ત્યાં વસે છે બહુચર માત, દર્શન કરવાને ॥૧૧॥
બાલી ભોળી બહુચર માતા, ભાંગે સહુના દુઃખરે ॥
નિર્ધનિઆને ધનરે આપે, દરિદ્રને કરે સુખરે ॥
દર્શન કરવાને ॥ સહુ જાય દરવાજા બહાર, દર્શન કરવાને ॥
ત્યાં વસે છે બહુચર માત, દર્શન કરવાને ॥૧૨॥
અલ્લાઉદ્દીનનું લશ્કર આવ્યું તું, મુસલમાનની જાતરે ॥
માતાના મરઘા મારી ને ખાધા, સાંભળજો આ વાતરે ॥
દર્શન કરવાને ॥ સહુ જાય દરવાજા બહાર, દર્શન કરવાને ॥
ત્યાં વસે છે બહુચર માત, દર્શન કરવાને ॥૧૩॥
એક મરઘો જીવતો રહ્યો તો, કાંણીઓ તેનું નામરે ॥
રાતે લશ્કર સૂઇ ગયું તું, જુઓ કાંણીઆનું કામરે ॥
દર્શન કરવાને ॥ સહુ જાય દરવાજા બહાર, દર્શન કરવાને ॥
ત્યાં વસે છે બહુચર માત, દર્શન કરવાને ॥૧૪॥
મળશકામાં કાંણીઓ બોલ્યો, કુકડે કુક ત્યાં કરતારે ॥
પેટ ફાડી માએ કર્યાં જીવતા, મરઘા દીઠા ફરતારે ॥
દર્શન કરવાને ॥ સહુ જાય દરવાજા બહાર, દર્શન કરવાને ॥
ત્યાં વસે છે બહુચર માત, દર્શન કરવાને ॥૧૫॥
આવા ચમત્કાર બહુચર માના, જોઇ થયા સર્વે રાજીરે ॥
અલ્લાઉદ્દીન લઇ લશ્કર નાઠો, અમીચંદ કહે જીત્યા માજીરે ॥
દર્શન કરવાને ॥ સહુ જાય દરવાજા બહાર, દર્શન કરવાને ॥
ત્યાં વસે છે બહુચર માત, દર્શન કરવાને ॥૧૬॥

## મહાદેવજીનો ગરબો ૧૯ મો.

(એક દહાડો ભરવો છે હમારે તેની ફીકર મા તહારેરે એ રાહ)

ગરબામાં ગાનારને રાહ બીજી—

(ધીમેરે ચાંદલીઆ રખે ન કરીશ વાંણું—એ રાહ.)

લાસ પતિ બં ભોળા શંભુ, અરજ સુણો હમારીરે ।।
ગળે રૂદ્રમાળ જટા શિરપર, નંદીની સવારીરે ।।
કૈલાસ પતિ બં ભોળા શંભુ, અરજ સુણો હમારીરે ।।૧।।
મુગટ છત્ર કાનોમે કુંડળ, અદભૂત લીલા તમારીરે ।।
પહેરી પીતાંબર ભભુત લગાવી, હાથ કંચનની ઝારીરે ।।
કૈલાસ પતિ બં ભોળા શંભુ, અરજ સુણો હમારીરે ।।૨।।
સર્પ, નાગ અંગ ઉપર ફરવા, ભાંગ કટોરા ભારીરે ।।
આંકડા, ધંતુરા પુલના ભોગી, પીએ ભાંગ વારંવારીરે ।।
કૈલાસ પતિ બં ભોળા શંભુ, અરજ સુણો હમારીરે ।।૩।।
મૃગ છાલ બીછાના સુંદર, શોભી રહયા ત્રીપુરારીરે ।।
બેઠા શિવજી ડમરૂં બજાવે, મોહી રહયા નર નારીરે ।।
કૈલાસ પતિ બં ભોળા શંભુ, અરજ સૂણો હમારીરે ।।૪।।
સંકટ હરી દુઃખ દુર કરે શિવ, નરસૈંઓ લીધો તારીરે ।।
અર્જુન પણ લઇ ત્રણ બાણથી, મારૂં સુધનવો ધારીરે ।।
કૈલાસ પતિ બં ભોળા શંભુ, અરજ સુણો હમારીરે ।।૫।।

સુધન્વો કહે ત્રણ બાણ ભાંગું, નહિ તો નકૈ અધિકારીરે ॥
ત્રણ બાણ અર્જુનના ભાગ્યાં, શિવની મદદ મળી ભારીરે ॥
કૈલાસ પતિ બં ભોળા શંભુ, અરજ સુણો હમારીરે ॥૬॥
બંને ભકતના પણ રાખીને, સુધન્વો લીધો તારીરે ॥
ત્રીગુણ માયા સઘળે ફેલાઈ, નહીં હલકું નહિ ભારીરે ॥
કૈલાસ પતિ બં ભોળા શંભુ, અરજ સુણો હમારીરે ॥
મુળ માલીક તો સર્વે છે એક, પંથોની મારા મારીરે ॥
અમીચંદ કહે નીરપક્ષ રહે, તેને નથી તારી મારીરે ॥
કૈલાસ પતિ બં ભોળા શંભુ, અરજ સુણો હમારીરે ॥૮॥

---

## મહાદેવજીનો ગરબો ૨૦ મો.

( અલબેલી અંબે માત=એ રાહ. )

શીવ વસેરે ગિરિ કૈલાસ, ભસ્મ છે અંગે ॥
શોભે નંદી પર સ્વાર, શિર પર વહે ગંગે ॥ ૧ ॥
ડમરૂ વગાડે શિવજી ભોળા, ગળે રૂદ્રાક્ષની માળારે ॥
ખભે ઝોળીને હાથમાં ત્રીશુળ, જોગી બની મત બાળારે ॥
શિર પર વહે ગંગે ॥ શીવ વસેરે ગિરિ કૈલાસ,ભસ્મછે અંગે ॥
શોભે નંદી પર સ્વાર; શિર પર વહે ગંગે ॥૨॥
ભસ્માસુર ધરી ધ્યાન શંકરનું, તપ કરે અતિ ઘણુંરે ॥
રાજી થઈ શિવે ભકત બોલાવ્યો, માગ આપું મન તણુંરે ॥
શિર પર વહે ગંગે ॥ શીવ વસેરે ગિરિ કૈલાસ,ભસ્મછે અંગે ॥
શોભે નંદી પર સ્વાર; શિર પર વહે ગંગે ॥૩॥

ભષ્મ કંગન હાથે પહેરૂં, મન મારૂં હરખાયેરે ૫
એ હાથ જેને માથે મુકું, તરત બળી જાયરે ૫
શિરપર વહે ગંગે ॥ શીવ વસેરે ગિરિ કૈલાસ,ભસ્મછે અંગે ॥
શોભે નંદી પર સ્વાર; શિર પર વહે ગંગે ૫૪૫
તથાસ્તુ કહી કંગન આપ્યું, ભષ્માસુર જાય ચાલીરે ૫
જેને માથે હાથ મુકે છે, તેને નાંખે બાળીરે ૫
શિરપર વહે ગંગે ॥ શિવ વસેરે ગિરિ કૈલાસ,ભસ્મ છે અંગે ॥
શોભે નંદી પર સ્વાર; શિર પર વહે ગંગે ૫૫૫
સ્વર્ગ મૃત્યુ પાતાળના દેવો, જીતી કીધા સૌ વસરે ૫
સિંહાસન પર ચઢીને બેઠો, ગર્વ રાખતો મસરે ૫
શિરપર વહે ગંગે ॥ શીવ વસેરે ગિરિ કૈલાસ, ભસ્મ છે અંગે ॥
શોભે નંદી પર સ્વાર; શિર પર વહે ગંગે ૫૬૫
સર્વે દેવને દુઃખી જોઈને, નારદ મુનિ ત્યાં આવ્યારે ૫
ભષ્માસુરે માન આપીને, નારદજીને બોલાવ્યારે ૫
શિરપરવહે ગંગે ॥ શીવ વસેરે ગીરી કૈલાસ, ભસ્મ છે અંગે ॥
શોભે નંદી પર સ્વાર; શિર પર વહે ગંગે ॥૭॥
જુઓ નારદજી વૈભવ મારા ખામી હોય તો કહોરે ૫
નારદ કહે હોય શિવની પાર્વતી; પછી શોભા તું જોરે ૫
શિરપર વહે ગંગે ॥ શીવ વસેરે ગિરિ કૈલાસ, ભસ્મછે અંગે ॥
શોભે નંદી પર સ્વાર; શિર પર વહે ગંગે ૫૮૫
ભષ્માસુર કહે હમણાં લાવું, એમ કહી ગયો કૈલાસેરે ૫
બુમ પાડીને શિવજી બોલાવ્યા, ઉભા આવીને પાસેરે ૫

શિરપર વહે ગંગે ॥ શીવ વસેરે ગિરિ કૈલાસ,ભસ્મ છે અંગે ॥
શોભે નંદી પર સ્વાર; શિર પર વહે ગંગે ॥૯॥
આપો પાર્વતી લેવા આવ્યો, કરી શિવ પર મિજાસેરે ॥
મહાદેવ સમજી ત્યાંથી નાઠા, રાખ્યો નહિ વિશ્વાસેરે ॥
શિરપર વહે ગંગે ॥ શીવ વસેરે ગિરિ કૈલાસ,ભસ્મ છે અંગે ॥
શોભે નંદી પર સ્વાર; શિર પર વહે ગંગે ॥૧૦॥
નાઠા મહાદેવજી ગયા વૈકુંઠે વિષ્ણુ જ્યાં સુતેલારે ॥
સર્વે વાત કહી ભષ્માસુરની, થયા તૈયાર તે વેળારે ॥
શિરપર વહે ગંગે ॥ શીવ વસેરે ગિરિ કૈલાસ, ભસ્મ છે અંગે ॥
શોભે નંદી પર સ્વાર; શિર પર વહે ગંગે ॥૧૧॥
વિષ્ણુ શિવજી થઇને દોડયા, શિવને રાખ્યા ત્યાંયરે ॥
ભષ્માસુર શિવ પાછળ દોડે, અદ્‌ભૂત રચના થાયરે ॥
શિરપર વહે ગંગે ॥ શીવ વસેરે ગિરિ કૈલાસ,ભસ્મ છે અંગે ॥
શોભે નંદી પર સ્વાર; શિર પર વહે ગંગે ॥૧૨॥
વિષ્ણુ મોહિની રૂપે બન્યા પાર્વતી, મરૂડી બનાવી ઝુલેરે ॥
આવ્યા ભષ્માસુર જોઇ પાર્વતી, ખાઇ ગયો ત્યાં ભુલેરે ॥
શિરપર વહે ગંગે ॥ શીવ વસેરે ગિરિ કૈલાસ,ભસ્મ છે અંગે ॥
શોભે નંદી પર સ્વાર; શિર પર વહે ગંગે ॥૧૩॥
ચાલો પાર્વતી મારી સાથે, એ જોગી ભાંગના ભોગીરે ॥
પાર્વતી કહે તાંડવ નૃત્યમાં, પાસ કરૂં એ જોગી ॥
શિરપર વહે ગંગે ॥ શીવ વસેરે ગિરિ કૈલાસ,ભસ્મ છે અંગે ॥
શોભે નંદી પર સ્વાર; શિર પર વહે ગંગે ॥૧૪॥

ભષ્માસુર કહે નૃત્ય કરૂં જો, ભરોસો તું રાખરે ૫
શિર પર હાથ મુકીને નચાવ્યો, શિવ વરદાને થયો ખાખરે ॥
શિરપર વહે ગંગે ॥ શીવ વસેરે ગિરિ કૈલાસ,ભસ્મ છે અંગે ॥
શોભે નંદી પર સ્વાર, શિર પર વહે ગંગે ॥૧૫॥

ભષ્માસુર ત્યાં ભષ્મ થયો ને, શિવ વિષ્ણુ મળ્યા ત્યાંયરે ॥
ત્રીગુણ માયા એક રૂપ એ, શિવ, વિષ્ણુ, બ્રહ્માય ॥
શિરપર વહે ગંગે ॥ શીવ વસેરે ગિરિ કૈલાસ,ભસ્મ છે અંગે ॥
શોભે નંદી પર સ્વાર, શિર પર વહે ગંગે ॥૧૬॥

ઇચ્છા શકિતથી પ્રગટ થયા એ, જુદા કેમ કહેવાયરે ॥
અમીચંદ કહે સંશય ભાંગે જેના, એક રૂપ થઇ જાય ॥
શિરપર વહે ગંગે ॥ શીવ વસેરે ગિરિ કૈલાસ,ભસ્મ છે અંગે ॥
શોભે નંદી પર સ્વાર; શિર પર વહે ગંગે ॥૧૭॥



## શ્રી કૃષ્ણ જન્મ લીલાનો ગરબો ૨૧ મો.

### અલબેલી અંબે માત—એ રાહ.

મથુરામાં લીધો અવતાર, કૃષ્ણ કીરતારે ॥
વદ આઠમ ને બુધવાર, કૃષ્ણ કીરતારે ॥૧॥

શ્રાવણ મહીનો રોહીની નક્ષત્ર, મધરાતે મોરારરે ;॥
દેવકી વસુદેવને જગાડે, પ્રગટયા શ્રી મોરાર ;॥
કૃષ્ણ કીરતારે ॥ મથુરામાં લીધોરે અવતાર, કૃષ્ણ કીરતારે ॥૩॥
બંધન તુટયા રખવાળ ઉંઘ્યા; બોલ્યા આપ ગીરધારીરે ;॥
ગોકુલ બદલો કરીને લાવો, વીજળી પુત્રી તમારીરે ;॥
કૃષ્ણ કીરતારે ॥ મથુરામાં લીધોરે અવતાર, કૃષ્ણ કીરતારે ;॥૪॥
ચાલ્યા વાસુદેવ પ્રભુને લઇને, રાત અંધારી ઘોરરે ;॥
શેષ શીરપર છાંયા કરે, આગે સીંહ ચાલે કરી શોર ;॥
કૃષ્ણ કીરતારે ॥ મથુરામાં લીધોરે અવતાર, કૃષ્ણ કીરતારે ;॥૫॥
વીજળી ચમકે ને મહુલો વરસે, આવ્યા જમના તીરેરે ;॥
જમનાજીમાં પાર ઉતરતા ચઢી આવ્યું ત્યાં નીરરે ;॥
કૃષ્ણ કીરતારે ॥ મથુર માં લીધોરે અવતાર, કૃષ્ણ કીરતારે ;॥૬॥
ચરણ સ્પર્શ જમનાજી કરીને, માર્ગ ત્યાંથી દીધોરે ;॥
નંદ ઘેર કૃષ્ણને મુકયા લઇ વીજળી રસ્તો લીધોરે ;॥
કૃષ્ણ કીરતારે ॥ મથુરામાં લીધોરે અવતાર, કૃષ્ણ કીરતારે ;॥૭॥
કન્યા લઇ દેવકીને આપી, પુત્રી રોને લાગીરે ;॥
ખબર કંસને કરે રખેવાળ, સુણતા ગતિ ગઇ ભાંગીરે ;॥
કૃષ્ણ કીરતારે ॥ મથુરામાં લીધોરે અવતાર, કૃષ્ણ કીરતારે ;॥૮॥
કંસે આવી દેવકી બોલાવી પુત્રી નાંખી મારીરે ;॥
જતા બોલી ગઈ ગોકુળ માંહે, ત્હારો વેરી ગીરધારીરે ;॥
કૃષ્ણ કીરતારે ॥ મથુરામાં લી ।રે અવતાર, કૃષ્ણ કીરતારે ;॥૯॥

શબ્દ શુણીને શુધ્ધ ઉડી ગઇ, પુતનાને તેડાવીરે ।।
જાઓ ગોકૂળમાં ઢુંઢો નંદલાલે, મળે તો મારી ફસાવીરે ।।
કૃષ્ણ કીરતારે ।। મથુરામાં લીધોરે અવતાર, કૃષ્ણ કીરતારે ।।૧૦।।
ગોકુળમાં આનંદ વર્ત્યો નંદરાજાને ઘેરરે ।।
માતા જશોદા પારણું ઝુલાવે, પ્રભૂએ કરી છે મ્હેરરે ।।
કૃષ્ણ કીરતારે ।। મથુરામાં લીધોરે અવતાર, કૃષ્ણ કીરતારે ।।૧૧।।
ગોકુળમાં ઘેર ઘેર ઓચ્છવ ખુશાલીનો નહીં પારરે ।।
રાક્ષી માયા પૂતના માસી, થાનમાં ઝેર અપાર ।।
કૃષ્ણ કીરતારે ।। મથુરામાં લીધોરે અવતાર, કૃષ્ણ કીરતારે ।।૧૨।।
ગામે ગામના બાળક મારી, આવી નંદજીને ઘેરરે ।।
ઝોળીમાંથી કૃષ્ણ કાઢયા, ધવડાવી પાય ઝેર ।।
કૃષ્ણ કીરતારે ।। મથુરામાં લીધોરે અવતાર, કૃષ્ણ કીરતારે ।।૧૩।।
ભાણેજ માસીને એવું ધાવે, ચુસ્યું સઘળું લોહીરે ।।
એકવીસ જોજન લાંબી બની ગઇ, ગોવાળ રહયા સહુ જોઈ ।।
કૃષ્ણ કીરતારે ।। મથુરામાં લીધોરે અવતાર, કૃષ્ણ કીરતારે ।।૧૪।।
પૂતના માસી મરણ પામી, બાળી બનાવી ખાખરે ।।
કંસ રાજાને ખબર થઇ કે, પુતનાની થઇ રાખ ।।
કૃષ્ણકીરતારે ।। મથુરામાં લીધોરે અવતાર, કૃષ્ણ કીરતારે ।।૧૫।।
બાળચેષ્ટા કરી લીલા બતાવે, મોહીનીમાં સૌ મોહયારે ।।
ભભુત લગાવી સીવજી આવ્યા, જશોદાજીએ ત્યાં જોયારે ।।
કૃષ્ણકીરતારે ।। મથુરામાં લીધોરે અવતાર, કૃષ્ણ કીરતારે ।।૧૬।।

આવી જશોદા બાળક પાસે જઈ લેગી બાળ લીધેરે ા
શીવજી કહે બાળ તારો ન લીયે, એ તો છે જુગદીશરે ા
કૃષ્ણકીરતારે ા મથુરામાં લીધોરેઅવતાર, કૃષ્ણ કીરતારે ાા૧૭ાા
શુણી જશોદા બાળક લાવ્યા, શીવ કૃષ્ણની મળી દ્રષ્ટીરે ા
દર્શન કરી શીવ થયા અંતર્ધ્યાન. કુલની થઇ ત્યાં વૃષ્ટીરે ા
કૃષ્ણ કીરતારે ા મથુરામાં લીધોરેઅવતાર,કૃષ્ણકીરતારે ાા૧૮ાા
ઘુંટણીઆ ઘરમાં રમતાં, જશોદા લાડ લડાવેરે ા
ગોકુળમાં સૌ ગોપના છોકરા, દહીં મટકી ફોડાવે ા
કૃષ્ણકીરતારે ા મથુરામાં લીધોરે અવતાર,કૃષ્ણ કીરતારે ાા૧૯ાા
ધીમે ધીમે ફરતા કાનજી, ગાયો ચરાવવા જાયરે ા
દાણી બનીને દાન ચુકાવે, દહીં લુટી ને ખાયરે ા
કૃષ્ણ કીરતારે ા મથુરામાં લીધોરે અવતાર,કૃષ્ણકીરતારે ાા૨૦ાા
કૃષ્ણે ગોકુળમાં લીલા કરી તે કહેતાં ન આવે પારરે ા
કૃષ્ણે કાળી નાગ નાથીને જમનાંથી કાઢયા બહારરે ા
કૃષ્ણકીરતારે ા મથુરામાં લીધોરેઅવતા ,કૃષ્ણ કીરતારે ાા૨૧ાા
ગેંડી દડે રમે ગોપાળ સાથે, શર્ત કરી આગળથીરે ા
રમતા પડે જમનાની અંદર, નાંખે તે લાવે તહીંથીરે ા
કૃષ્ણ કીરતારે ા મથુરામાં લીધોરેઅવતાર, કૃષ્ણ કીરતારે ાા૨૨ાા
રમત ગમત કરી છેલ છબીલે, દડી નાંખી જમનામાંરે ા
અમીચંદ કહે કાનજી હસતા, લાવું કહી આવ્યા સામારે ા
કૃષ્ણકીરતારે ા મથુરામાં લીધોરે અવતાર,કૃષ્ણકીરતારે ાા૨૩ાા

## શ્રી કૃષ્ણ બાળ લીલાનો ગરબો ૨૨ મો.

(મ્હોલે પધારો મારાજ મણીધર મ્હોલે પધારો—એ રાહ.)

હમણાંરે આવું'રે દડો લઈ હમણાંરે આવું ાા
શ્રી કૃષ્ણ બોલ્યારે દડો લઇ હમણાંરે આવું ાા
જમનામાં જાવું'રે દડો લઇ હમણાંરે આવું ાા૧ાા

સાખી

સાથી સર્વે વારે ગણું, બળીભદ્ર કે નાય ાા
કૃષ્ણે ચઢી કદમપર, માર્યો ભૂસ્કો જમના માંહ્ય ાા
દડો લઇ હમણાંરે આવું શ્રી કૃષ્ણ બોલ્યારે,
દડો લઇ હમણાંરે આવું. ાા૨ાા

સાખી

ગોપ ગોવાળ રૂદન કરે, કરી ખબર નંદજીને ત્યાંયાા
જશોદા મુર્છા પડયા, રડે સર્વ ગોકુળ માંય ાા
દડો લઇ હમણાંરે આવું શ્રી કૃષ્ણ બોલ્યારે,
દડો લઈ હમણાંરે આવું. ાા૩ાા

સાખી

નંદ જશોદા ચાલીયા ને ચાલ્યું ગોકુળ ગામ ાા
જમના કીનારે આવીઆ, જોઇ મુકી બેઠા હામ ાા
દડો લઇ હમણાંરે આવું, શ્રી કૃષ્ણ બોલ્યારે,
દડો લઇ હમણાંરે આવું. ાા૪ાા

સાખી

નંદ જશોદા રૂદન કરે, ને પડવા જમનામાં જાય ॥
સમજાવે સર્વે જણા, એમ ન કરીએ માંય ॥
દડો લઈ હમણાંરે આવું શ્રી કૃષ્ણ બોલ્યારે,
દડો લઈ હમણાંરે આવું. ॥૫॥

સાખી

કાન પડયા જમના વિષે, ગયા કાળી નાગને દ્વાર ॥
બાળક જોઈ સૌ નાંગણી, આવી સર્વે બહાર ॥
દડો લઈ હમણાંરે આવું, શ્રી કૃષ્ણ બોલ્યારે,
દડો લઈ હમણાંરે આવું ॥૬॥

સાખી

અલ્યા બાળક તું કોણ છે, કેમ આવ્યો તું અહીં ॥
નાગ હમારો જાગશે, તો મારશે તને સહી ॥
દડો લઈ હમણાંરે આવું, શ્રી કૃષ્ણ બોલ્યારે,
દડો લઈ હમણાંરે આવું. ॥૭॥

સાખી

નાગ તમારો ચોર છે, મારો દડો છે એની પાસ॥
એમ કહી ચાલી ગયા, ત્યારે નાગણ થઈ નીરાસ॥
દડો લઈ હમણાંરે આવું, શ્રી કૃષ્ણ બોલ્યારે ॥
દડો લઈ હમણાંરે આવું. ॥૮॥

## સાખી

નાગ જાગી ઉઠીયો, જુદ્ધ થયું અપાર ।।
કૃષ્ણે નાગને નાથીયો, વળી ઉપર થયા સ્વાર ।।
દડો લઇ હમણાંરે આવું, શ્રી કૃષ્ણ બોલ્યારે,
દડો લઇ હમણાંરે આવું. ।।૯।।

## સાખી

દડો લઈને ચાલ્યા, નાગ ઉપર થયા સ્વાર ।।
નાગણ પાછળ ચાલતી, નીસરા જમના બ્હાર ।।
દડો લઇ હમણાંરે આવું, શ્રી કૃષ્ણ બોલ્યારે ।।
દડો લઈ હમણાંરે આવું. ।।૧૦।।

## સાખી

સર્વે જોઇ ખુશી થયા, હરખ્યા જશોદા સહુ ।।
નંદ રાજા પ્રસન્ન થઇ, ધરમ કરે છે બહુ ।।
દડો લઇ હમણાંરે આવું, શ્રી કૃષ્ણ બોલ્યારે,
દડો લઇ હમણાંરે આવું ।।૧૧।।

## સાખી

નાગનો ધામ બદલાવ્યો, મોકલ્યો બીજે ઠામ ।।
વાજતે ગાજતે સર્વે ગયા, હસતા ગોકુળ ગામ ।।
દડો લઈ હમણાંરે આવું. ।।૧૨।।

સાખી

ગોકુળની ગોવાલણી, કાનજી પર રાખે પ્રીત ॥
કાન વગાડે વાંસળી, ને સાંભળી થાય ભયભીત ॥
દડો લઇ હમણાંરે આવું, શ્રી કૃષ્ણ બોલ્યારે,
દડો લઇ હમણાંરે આવું ॥૧૩॥

સાખી

ગાયો ચરાવે ગોવાળ સંગ, કાઢે નવી નવી રમત ॥
રાસ રમે સંગ ગોપીકા, સુણી વાંસળી આવે ઝટ॥
દડો લઇ હમણાંરે આવું, શ્રી કૃષ્ણ બોલ્યારે,
દડો લઇ હમણાંરે આવું. ॥૧૪॥

સાખી

કંસ કાનને મારવા મોકલે દૈત્યો બદલી વેસ ॥
વચ્છાસુર ત્યાં આવીઓ કૃષ્ણે માર્યો રાખી દ્વેષ ॥
દડો લઇ હમણાંરે આવું, શ્રી કૃષ્ણ બોલ્યારે,
દડો લઇ હમણાંરે આવું. ॥૧૫॥

સાખી

અગ્ગા બગ્ગાસુરને, માર્યો કૃષ્ણએ ત્યાંય ॥
કંસરાયે જાણીયું, ગયા દૈત્ય મુવા રણમાંય
દડો લઇ હમણાંરે આવું શ્રી કૃષ્ણ બોલ્યારે,
દડો લઇ હમણાંરે આવું. ॥૧૬॥

સાખી

અક્રૂરજી આવ્યા તેડવા કાન ચાલો મથુરા માંહ્યઃ॥
બળિભદ્ર સાથે થયા, ને ચાલ્યા મથુરા માય ઃ॥
દડો લઇ હમણાંરે આવું, શ્રી કૃષ્ણ બોલ્યારે,
દડો લઇ હમણાંરે આવું. ॥૧૭॥

સાખી.

પહેલા હાથી માર્યો, ગયા મલ્લ અખાડો જ્યાંયઃ॥
પાંચ મલ્લને મારીયા, મળી કુબજા રસ્તે ત્યાંય ઃ॥
દડો લઇ હમણાંરે આવું શ્રી કૃષ્ણ બોલ્યારે,
દડો લઇ હમણાંરે આવું. ॥૧૮॥

સાખી.

ચંદન કર્યું કૃષ્ણને થયા પ્રભુ પ્રસન્ન ઃ॥
નવજોબન કુબજા કરી, ત્યારે હરખ્યું એનું મન ઃ॥
દડો લઇ હમણાંરે આવું, શ્રી કૃષ્ણ બોલ્યારે ઃ॥
દડો લઇ હમણાંરે આવું ॥૧૯॥

સાખી.

ત્યાંથી કૃષ્ણ ચાલીઆ, બળીભદ્ર મદદ ઃ॥
કંસ મેડી ચઢી ગયા સાહી ચોટલી નાંખ્યો ઝટઃ॥
દડો લઇ હમણાંરે આવું, શ્રી કૃષ્ણ બોલ્યારે,
દડો લઇ હમણાંરે આવું. ॥૨૦॥

સાખી.

પાપી કંસને માર્યો, ને વર્ત્યો જે જેકાર ꠰꠰

સર્વે જણુ ખુશી થયા, ને જશના થાય પોકાર꠰꠰

દડો લઇ હમણાંરે આવું, શ્રી કૃષ્ણ બોલ્યારે,

દડો લઇ હમણાંરે આવું ꠰꠰

સાખી.

આ સર્વે સંસારમાં, માયાનું છે કામ ꠰꠰

અમીચંદ ગરબો કરે અંબાનું જપતા નામ ꠰꠰

દડો લઇ હમણાંરે આવું, શ્રી કૃષ્ણ બોલ્યારે,

દડો લઇ હમણાંરે આવું. ꠰꠰૨૨꠰꠰

---

## ગરબો ૨૩ મો.

( અલબેલી અંબે માત=એ રાહ. )

મન મીથ્યા મારૂં માન, જીવ તું જો જાગી ꠰꠰

ગયો વખત ન આવે હાથ, વિચારી થયો રાગી ꠰꠰

સંસારનું સુખ સાચું જાણી નરસું કીધું કાજરે ꠰꠰

મનસા દેહની વાત ન જાણી, જરા ન રાખી લાજ꠰꠰

જીવ તું જો જાગી, મન મીથ્યા મારૂં માન ;꠰꠰

જીવ તું જો જાગી. ꠰꠰૧꠰꠰

મેડી માળીઆ માલ ખજાના, ધન જોઇ મલકાયરે ॥
આવ્યો ત્યારે શું લાવ્યોતો જાતા શું લઇ જાયરે ॥
જીવ તું જો જાગી, મન મીથ્યા મારૂં માન ;॥
જીવ તું જો જાગી. ॥૨॥
વાડી વજીફા સુંદર બેઠક, મહેલ બનાવ્યા બેસરે ॥
જુવાની ગઇ ને ગડપણુ આવ્યું, કાળા મટી ગયા કેસ॥
જીવ તું જો જાગી, મન મીથ્યા મારૂં માન;
જીવ તું જો જાગી ॥૩॥
આગગાડીમાં બેસીને ફરતો, વિધ વિધ કીધા કામરેઃ॥
આખર વખત પસ્તાવા લાગ્યો નહોતો જાણુતો હું આમઃ॥
જીવ તું જો જાગી. મન મીથ્યા મારૂં માન ઃ॥
જીવ તું જો જાગી. ॥૩॥
પાછલી વખત પસ્તાવા લાગ્યો, કોઇએ ન આપ્યો બોધરેઃ॥
આ ઉપરથી સમજુ પુરૂષ તો ગુરૂ જ્ઞાન લે શોધ ઃ॥
જીવ તું જો જાગી, મન મીથ્યા મારૂં માન ઃ॥
જીવ તું જો જાગી ॥૫॥
માને તેને બોધ છે સારો, સત ચાલે સુખી થાયરે ઃ॥
અમીચંદ કહે છંદ ભજનથી સખત દુઃખ ટળ જાય ઃ॥
જીવ તું જો જાગી, મન મીથ્યા મારૂં માન ઃ॥
જીવ તું જો જાગી ॥૬॥



## ગરબો ૨૪ મો.

( રીસાવ્યો રસીક સંગાથે રાધા—એ રાહ )

આત્મ ખોજો અનુભવી શુરા, તમારા તનમાં રમે નહી દુરા॥
આત્મ ખોજો અનુભવી શુરા ॥

કે દુધમાં ઘીરે રહ્યું છે સમાઇ, જુઓ ચમકતી વન્હિ રહે ચેતાઇ॥
અલેક અંતરમાં રહે છુપાઇ, આત્મ ખોજો અનુભવી શુરા ॥
ચોક ૧ લો.

ફુલમાં વાસ વસે છે જેવી, અગ્નિ કાષ્ટમાં રહે છે કેવી ॥
જાણવા અવિનાશી એંધાણી લેવી, આત્મ ખોજો અનુભવી શુરા॥
તમારા તનમાં રમે નહિં એ દુરા. આત્મ ખોજો અનુભવી શુરા॥
ચોક ૨ જો.

મૃગ તંનમારે કસ્તુરી રહે છે, સુગંધ લેવાને વંન ફરે છે ॥
ગુરૂ મળેથી અર્થ કરે છે, આત્મ ખોજો અનુભવી શુરા ॥
તમારા તનમાં રમે નહિં એ દુરા, આત્મ ખોજો અનુભવી શુરા॥
ચોક ૩ જો.

સદાએ વ્યાપી રહ્યા છે, સુભટમાં ભરપુર ભરમ છે તંન તોરે પટમાં ॥
ગુરૂ અમીચંદ ના ઘાટ ગટમાં, આત્મ ખોજો અનુભવી શુરા ॥
તમારા તનમાં રમે નહિં એ દુરા, આત્મ ખોજો અનુભવી શુરા॥
ચોક ૪ થો.



## ગરબો ૨૫ મો.

[ રીસાવ્યો રસીક સંગાતે રાધા—એ રાહ ]

જગતમાં એક બ્રહ્મ જાણો સરખો ભાવી જન પોતે પોતામાં પરખો,
જગતમાં એક બ્રહ્મ જાણો સરખો.

જળ ભરી પાત્ર હારો હારે, સર્વમાં સુર્ય તણોરે આકારે,
તેમ સોહોમ રહે થારો થારે, જગતમાં એક બ્રહ્મ જાણો સરખો,
ચોક ૧ લો

નથી પુરૂષ નથી કોઇ નારે નથી ભીખારીને દાતારે
કરો આત્મ તત્વ વીચારે, જગતમાં એક, ચોક ૨ જો.

સુખ દુઃખ સંસય થકીરે જણાએ, માયાની ભ્રાંતી બ્રહ્મણાથી થાએ,
ઘાટ ગળે કંચન એક કહેવાયે, જગતમાં એક બ્રહ્મ જાણો સરખો
ચોક ૩ જો

ભજન પોતાનું પોતે કરે છે જગ રૂપ થઇને પોતે ફરે છે,
અમીચંદ અંબાનું ધ્યાન ધરે છે, જગતમાં એક બ્રહ્મ જાણો
સરખો ચોક ૪ થો

## ગરબો ૨૬ મો.

(અલબેલી અંબે માત—એ રાહ.)

એક નવાઇ સરખી વાત સર્વે કાન ધરો ॥
જુઓ બેટીએ જન્મ્યો બાપ તેમાં સદેહ ખરો ॥
એક બીજું જોવામાં આવ્યું, મુડદું કાળને ખાયરે ॥
સીધુ બીંદામાંએ સમાયે તેમ સુરજ લઇ જાય ॥
સર્વે કાન ધરો, ॥૧॥

પ્રથમ મરદથી દીકરી જન્મી, બોલી મુખથી વાતરે ॥
અણુજન્મેલા વરને પણવું, નહીં હોય માને બાપ ॥
સર્વે કાન ધરો. ॥૨॥
બાપ કહે હું દીકરી પરણાવું, પામે નહીં કોઈ પારરે ॥
અણુજન્મો વર નહીં મળે તો ત્હારે ને મારે ઘરબાર ॥
સર્વે કાન ધરો ॥૩॥
પુરૂષ નહીં ને નારી નહીં ને, નહીં ઘરડા કે જુવાનરે ॥
તે દેશમાં એક દેવ નિરંજન, તેનું ધરો સૌ ધ્યાન ॥
સર્વે કાન ધરો. ॥૪॥
જ્યાં સુધી કાયામાં જીવ રશે, ત્યાં સુધી તો માયારે ॥
એ માયામાં સહુ ફસાયે, જ્ઞાની કે હોય ડાહ્યા ॥
સર્વે કાન ધરો. ॥૫॥
તે શારૂ જે સમજી રહેશે, સત્ય ચાલે સુખ થાશેરે ॥
લુચ્ચાઇ ડોંગાઇ ચોરી કરશે, તે પ્રાણી પસ્તાશેરે ॥
સર્વે કાન ધરો. ॥૬॥
આ સંસાર સ્વપ્નાની બાજી, ખેલે ખેલાડી પૂરારે ॥
અણુ સમજુના પુરા ભોગ છે, સમજે તે નર શુરારે ॥
સર્વે કાન ધરો. ॥૭॥
કોઈનો ભરોશો રાખવો નહીંને, ચોક્કસ કામ કરવુંરે ॥
ભુલ્યા પછી દોષ ન દઇએ, પછી મીથ્યા મુખ ઓચરવુંરે ॥
સર્વે કાન ધરો. ॥૮॥
સતનો પાયો સદા નભશે અસતીઆ પસ્તાશેરે ॥
અમીચંદ કહે સૌને મુકીને માજીની રાખો આશેરે ॥
સર્વે કાન ધરો. ॥૯॥

# ગરબો ૨૭ મો.

જે જે વસ્તુ બની રહી છે જાણી લેવાનું કામજો ;॥
એક અખંડ અવિનાશી સર્વમાં બાકી નથી કંઇ ઠામ ;॥
કરી લો વીચારે. ॥૧॥

લય ઉત્પતી ચારે પ્રલયથી, જગતમાં દેખાયરે ;॥
પાંચમાં પ્રલયનું ઓળખાણ થાય તો જગત જુઠું જણાય ;॥
કરી લો વિચારે. ॥૨॥

આંખે કમળો જેને થયો હોય, તેને પીળું દેખાયરે ;॥
બીન દર્દી એવું નહિં દેખે, હોય તેવું કહેવાયરે ;॥
કરી લો વિચારે. ॥૩॥

બ્રહ્મ સઘળે વ્યાપી રહયા તો, બ્હાર કોણ રહી જાય રે ;॥
સમજ્યા વિના અણસમજુ બોલે, સમજ્યા પછી પસ્તાય ;॥
કરી લો વિચારે. ॥૪॥

સાગરમાં લ્હેર સદા ઉઠે છે. સાગરમાં સમાયરે ;॥
સાગર લહેર જુદા નહિં કહેવાય, જ્ઞાનીથી સમજાય ;॥
કરી લો વિચારે ॥૫॥

કોડીયામાંયે દીવા બાલે છે, તેને કહે દીપમાળરે ;॥
ચકલા ઉપર લાકડા સળગે, હોળીની કહે ઝાળ ;॥
કરી લો વિચારે ॥૬॥

હરખ સાથે શોક રહે છે, શાહુકાર હોય ત્યાં ચોરરે ;॥
પ્રકાશ પડે સુરજ જાણવો, નહિં તો અંધારૂં ઘોર ;॥
કરી લો વિચારે ॥૭॥

પંડીત હોય ત્યાં મુરખા હોશે, નકીને નીરધારજો ાા
રૈયતે હોય ત્યાં રાજા સમજવો, નર હશે ત્યાં નાર ાા
કરી લો વિચારે ાા૮ાા
દેહાભિમાને દુઃખજ ઉપજે, આ છે જીવની જાતરે ાા
નાના મોટા ઘાટ કંચનના, ગાળે સુન્નું કહેવાય ાા
કરી લો વિચારે ાા૯ાા
દીવે દીવા ઘણા દીશે, પણ અગ્નિ એક કહેવાયરે ાા
જીવ શીવ માયા જુદા દીસે, અલ્પમતિ ઉપાયરે ાા
કરી લો વિચારે ાા૧૦ાા
સંશે સમાવી સંતોષ રાખે, અમર પદ તે પાયરે ાા
અમીચંદ કહે જે જન જાણે, દૈત્ય ભાવ મટી જાય ાા
કરી લો વિચારે ાા૧૧ાા



## આત્મજ્ઞાન વિશેનો ગરબો ૨૮ મો.

( ધીમેરે ચાંદલીઆ રખે ન કરીશ વ્હાણું—એ રાહ )

જગત પાલણુ પરમેશ્વર મારા, સાંભળો અરજ અમારીરે ાા
જગત પતિ પરમેશ્વર મારા, સાંભળો અરજ અમારીરે ાા
અણુ સમજ હું માની રહયો છું, કાયા માયા મારીરે ાા
એ રે માયાને જે કોઈ છોડે, મટે ચોર્યાસી ફેરારે ાા
જગત પાલણુ પરમેશ્વર મારા, સાંભળો અરજ અમારીરે ાા૧ાા

જન્મે તે શું લઇનેરે આવે, જાય તે શું લઇ જાયેરે ॥
જ્યારે જોયું ત્યાં તે રે રહેવાનું, ત્યાંનું ત્યાંયે સમાયેરે ॥
જગત પાલણ પરમેશ્વર મારા, સાંભળો અરજ અમારીરે ॥૨॥
ધન દોલત ને માલ ખજાના, તેમાં કોઈ નહીં તારૂંરે ॥
અંત વખત કોઇ સાથે ન આવે, મિથ્યા કહેવું મારૂંરે ॥
અલ્પ જીવવું ને આશા મોટી માથે કાળનું ફરવુંરે ॥
જગત પાલન પરમેશ્વર મારા, સાંભળો અરજ અમારીરે ॥૩॥
દીન દયાળુ પતિત પાવન, શાસ્ત્ર કહે વિસ્તારીરે ॥
સંકટથી ગજરાજ ઉગાર્યો, ગુણકાને તમે તારીરે ॥
જગત પાલણ પરમેશ્વર મારા, સાંભળો અરજ અમારીરે ॥૪॥
દ્રાપદીના ચીરરે પુર્યાં, મહેર કરી ગીરધારીરે ॥
સ્તંભરે ફાડયો પ્રહલાદ સારૂ, અર્ભક લીધો ઉગારીરે ॥
જગત પાલણ પરમેશ્વર મારા, સાંભળો અરજ અમારીરે ॥૫॥
સજજન કસાઇ લંકા વંકા, ભેટયા કરી મે હારીરે ॥
તેલ કડા કાઢી કરી પળમાં, સુધન્વાને ઉગારીરે ॥
જગત પાલણ પરમેશ્વર મારા, સાંભળો અરજ અમારીરે ॥૬॥
અનેક ભકતના કામ કરો છો, દયા દીલમાં ધારીરે ॥
શરણાંગતને સાહે કરજો, શક્તિ રૂપે રહ્યા સઘળે વ્યાપીરે॥
અમીચંદ કહે બલીહારીરે, જગત પાલન પરમેશ્વર મારા ॥
સાંભળો અરજ અમારીરે ॥૭॥



## ગરબો ૨૯ મો.

### માનવું પડશે.

( મણીધર મહોલે પધારોરે—એ રાહ )

આટલું માનોરે કહ્યું સૌ આટલું માનો
થશો સુખી સૌ લોક, કહ્યું તમે આટલું માનો
સાખી:—સમજુને સમજાવીએ, સમજુને આપશે માન;
અણુ સમજુ સમજે નહિ, તે પર કરજો હળાણુ
કહ્યું સૌ આટલું માનો; ચો. ૧
સાખી:— મનને મારી રાખજો, બાંધી રાખજો વસ;
જેને મનને મારીયું, તેને દુનિયામાં જસ.
કહ્યું સઉ આટલું માનો. ચો. ૨
સાખી:-ચાહની સંગતી સઉએ કરી, ને વ્યાપી ઠામોઠામ;
બગાડ દીઠો ચાહમાં, ચાહને કાઢો કાઢો કહે તમામ
કહ્યું સઉ આટલું માનો. ચો. ૩
સાખી:—કેફી વ્યસનનો માનવી, ઉભો નહિ રાખે પાસ,
જાતે દુઃખ વેઠે ઘણું, પઇસાનો થાયે નાસ.
કહ્યું સઉ આટલું માનો. ચો. ૪
સાખી:—કારીગર કીસબી ગણો વ્યસને મુરખો થાય;
કામ નહી થશે શેઠનું, ઉપરથી ધપ્પા ખાય.
કહ્યું સઉ આટલું માનો. ચો. ૫

સાખીઃ—ભુલ તમારી છે નહિ, ને ચાલતો આવ્યો ચાલ,
ભુલ સુધારે છોકરા, જે બુનીયાતના હોય બાળ
કહ્યું સઉ આટલું માનો. ચો. ૬
સાખીઃ—દદઁ મહોટું નીકળે, નસ્તર મુકતા રોય,
કુટે ખુશી થાય છે, હસી હસીને જોય
કહ્યું સઉ આટલું માનો. ચો. ૭
સાખીઃ—હીંદુ નામ ધરાવતાં કરો કસાઇનું કામ.
તે કરતાં મુવાં ભલાં ન લજવો હીંદુ નામ
કહ્યું સઉ આટલું માનો. ચો. ૮
સાખીઃ—માંસ વ્યસન બંધ કરી; ખાશો દુધ ઘી અન્ન;
પઈસો બચશે ઘરમાં, એકઠું થાશે ધન.
કહ્યું સઉ આટલું માનો. ૯
સાખીઃ—ગાડી ઘોડા વસાવસો, થાશે જીવ દયાનું પુણ્ય;
અમીચંદ કહે માનજો, માજી થશે પ્રસન્ન,
કહ્યું સઉ આટલું માનો. ચો. ૧૦



## પોત પોતાના ધર્મને ઓળખીને ચાલવા વીશેનો ગરબો ૩૦ મો.

(સખી પડવે તે પંથ પધાર્યારે—એ રાહ.)

પુર્વ સંજોગે જગતમાં આવ્યારે જીવ વિના બીજું નહિ લાવ્યારે
માતપિતાતે તો મન ભાવ્યા, લાગે સઉને ધર્મ પોતાનો
વહાલોરે. ચોક ૧

જે કુળમાં પ્રથમ અવતર્યારે કંઠી બાંધી તેને ગુરૂ કર્યારે,
જ્ઞાન મેળવવા સઘળે ફર્યા, લાગે સઉને ધર્મ. ચોક ૨
જ્ઞાન લેવું સ્વદેશે જાવારે; રાખી ભરોસો ગુરૂ શબ્દો સાવારે
ગુરૂ કહે તે માર્ગ લેવો જાવા, લાગે સઉને. ચોક ૩
સર્વે પંથના માલીક એકરે; સત્ય ચાલી સમરે રાખી ટેકરે
તેને મોક્ષનો મળે છે ચેક, લાગે સઉને ધર્મ. ચોક ૪
જુઠું બોલી ચોરી નહિ કરવીરે, આપી વસ્તુ બોલી નહિ ફરવીરે,
મરી જઇએ પણ હિંસા નહિ કરવી, લાગે સઉને ધર્મ. ચોક ૫
સઉને ગુરૂ વચન શીર ધરવુંરે, તેના કહ્યા થકી નહિ ફરવુંરે,
ઊલટું ચાલે તેને થશે મરવું, લાગે સઉને ધર્મ. ચોક ૬
વૈષ્ણવ ધર્મ જે જન પાળેરે, તેના ધર્મ તો તે સંભાળેરે,
વૈષ્ણવ થઇ ઉલટે રસ્તે ચાલે, લાગે સઉને ધર્મ. ચોક ૭
હું તો અજાણ્યાને સમજાવુંરે, જ્ઞાનીને શીષ નમાવું રે
ધર્મ ભ્રષ્ટ થતાને બતાવું, લાગે સઉને ધર્મ. ચોક ૮
વૈષ્ણવ ધર્મ આચારનો પાયોરે, વલભાચાર્ય મહારાજે જમાવ્યોરે
સત્ય મરજાદીએ તેને રહાયો, લાગે સઉને ધર્મ. ચોક ૯
ડગલાં ભરતાં ચાલવું જોઇનેરે, જીવ હિંસા ન કરવી કોઇનેરે,
અશુદ્ધ માણસ અડકે ન કોઈ, લાગે સઉને ધર્મ. ચોક ૧૦
પશુ પક્ષીનું મુડદું હોયરે, તેને હિંદુ ન અડકે કોયરે,
જો અડકે તો ન્હાઇ કપડા ધોયે, લાગે સઉને ધર્મ. ચોક ૧૧
આને સર્વે લોકો જાણોરે; અડકી ન્હાવું એતો સરવે માનોરે,
વ્યસની પુરૂષને નહિ રહે ભાને, લાગે સઉને ધર્મ ચોક ૧૨

વ્યસની મુડદાનો માંસ ખાયરે, પડે પેટમાં તો શું કરવા ન્હાયરે
કર્યો કેવો પાપીએ અન્યાયે, લાગે સઉને ધર્મ. ચોક ૧૩
દેવ મંદિર જાય બેધડકેરે, સાધુ સંત ભકતોને અડકેરે;
વિચાર વિનાના પડે એ નરકે, લાગે સઉને ધર્મ. ચોક ૧૪
આવા પાપથી જે જન ડરશેરે પોતે પોતાની;મેળે સમજશેરે
તે તો ફરી આવું નહિ કરશે, લાગે સઉને ધર્મ. ચોક ૧૫
અડકી મુડદાને સઉ ન્હાસેરે, ખાશે માંસ તે કેસ ધોવાશેરે
સમજો નહિ તો દર્શન બંધ થાશે, લાગે સઉને ધર્મ. ચોક ૧૬
ભાઇઓ સઘળો કહું હાથ જોડીરે, હવે રૂઢી માર્ગ દો છોડીરે
કરી પ્રાયશ્ચીત ઉંચા થાઓ દોડી, લાગે સઉને ધર્મ. ચોક ૧૭
તમારા ધર્મને લો તમે જાણીરે, ગુરૂ વચન માનો શીરનામીરે
પશુ જીવો પર કરો મહેરબાની, લાગે સઉને ધર્મ ચોક ૧૮
આવ્યા એકલા ને લઇ શું જાવુંરે, બાંધી વેર ભોગવવા આવવુંરે
અમીચંદ કહે સાચું બતાવું, લાગે સઉને ધર્મ. ચોક ૧૯

## ચાહનો ગરબો ૩૧ મો.

( અલબેલી અંબે માત—એ રાહ )

ચાહને કાઢો હીંદની બહાર, ચાહ દુઃખ દેનારી,
ગાંધી મહાત્માના બોલને માની, રાખો મનમારી,
અસલ ઓળખતારે નોતા, ચહા રાંડ હશે કેવીરે,
ફરતી રખડતી હીંદમાં આવી, હવે નથી એને લેવીરે,
ચહા દુખ દેનારી ૧

આજ સુધી ગુણ ન હોતા જાણ્યા, સવાદમાં લલચાયરે,
દેખા દેખી એ ઘાલી, જોઇને મન ભોળવાયરે,
ચાહ દુખ દેનારી ૨
આપણે સઘળા હતા અજાણ્યા અવગુણ પછી જાણ્યારે
ચાહના ખેતરની વાત સાંભળી, સઉના મન તણાયારે,
ચાહ દુખ દેનારી ૩
પગાર વધારી મન લલચાવે, ગરીબ હીંદના લોકોરે,
સમજાવીને પરદેશ લઇ જાય ત્યાં જઇ મુકે પોકોરે,
ચાહ દુખ દેનારી ૪
ત્યાં લઇ જઇને લેખ લખાવે, મુદત બાંધી રાખેરે,
હીંદુ મુસલમાન જઇને ફસાયા, જે કરે તે સાંખેરે,
ચાહ દુખ દેનારી ૫
હજારો ખેતર ચાહના બનાવ્યા, સાહેબ લોક વેપારીરે,
કાળા માણસની દયા નહિ તેને, કામ કરાવે મારીરે,
ચાહ દુખ દેનારી ૬
ખાવા પીવાનું સંકટ પડેને, દુઃખે કામ નવ થાયરે,
નિરદયને દયા ન આવે, નાગા કરી લઇ જાયરે;
ચાહ દુખ દેનારી ૭
ધણી ધણીયાણીને સામા રાખી, મારે ચાબકાનો મારરે,
સોળ પડેને લોહી નીસરે, આંખમાં આંસુ ધારરે,
ચાહ દુખ દેનારી ૮

સવારના કામ માપીને આપે, સાંજે પાછું માપેરે,
એમ કરતાં જરા બાકી રહે તો પગારમાંથી કાપેરે,
ચાહ દુખ દેનારી ૯
હજારો માણુસ હીંદુ મુસલમાન, આપણા દેશી ભાઇરે
અસંખ્ય દુખ પડે ચાહા સારૂ, મુકો હવે સમ ખાઇરે,
ચાહ દુખ દેનારી ૧૦
બળ હોય તો લડી છોડાવો, નહીં તો ચાહ દો છોડીરે,
ખેતરની ચાહ ખપશે નહી તો, તરત આવશે દોડી રે,
ચાહ દુખ દેનારી ૧૧
આથી રે દુઃખ મજુરનું જાશે, થાશે સુખ અપારરે,
દયા દાનનું પુન છે મોટું, ભોગવે સુખ સંસારરે,
ચાહ દુખ દેનારી ૧૨
સુખ ભોગવો તો ચાહને મુકજો, સ્વારથમાં પરમારથરે,
ભુખને મારે લોહીને શોશે, ગતી વગર પગ લથડેરે,
ચાહ દુખ દેનારી ૧૩
દુધ ખાંડને મોઘાં કરીને, ઘીનાં ઘંટ વગાડયારે.
ચાહના પાણીમાં રાજી થયા સઉ, બાયડી છોકરા ભાયડારે;
ચાહ દુખ દેનારી ૧૪
ચાહના અવગુણના પાર નથી, સઉ મુકી આઘા જાવરે,
ચાહના નામના સ્નાન કરીને, દુખીયા મજુર છોડાવોરે,
ચાહ દુખ દેનારી ૧૫

આપણા ભાઇઓને દુખ પડે તો ચાહ પીને શું કરવુંરે,
અમીચંદ કહે ચાહ નહી પીશો સમજાવવાને ફરવુંરે,
ચાહ દુખ દેનારી ૧૯



## છેતરપીંડી ચાહનો ગરબો ૩૨ મો.

( સખી પડવે તે પંથ પધાર્યારે:—એ રાહ )

ચાહ એ હીંદમાં મુકામ કીધારે, સરવે જીવોના મન હરી લીધારે
ચાહે કેવી તરેહ કામણ કીધા; ચાલે નહી ચાહ વીના કામ સુજેરે ૧
વહાણું વાયુ કે નોબત ગગડેરે, લાગે વાર તો પીનારા બબડેરે,
હોય ઓછી તો છોકરાઓ લડે, ચાલે નહી ચાહ વીના કામ સુજેરે૨
કૃષ્ણ વિના ગોપી જેમ ઘેલીરે, સર્વે ભોજનમાં ચાહ સઉથી પેલીરે
કરી વ્હાલી હવે મુકો ઠેલી, ચાલે નહી ચાહ વીના કામ સુજેરે ૩
ચાહને એકદમ મુકો ત્યાગીરે, ચાના ભોગી ના કાઢે આઘીરે,
જેને જીંદગીની પ્રીતી લાગી, ચાલે નહી ચાહ વીના કામ સુજેરે ૪,
ચાહ કહે કાળી ને હું લટકાળીરે, મોટા મોટાએ મને ઝાલીરે
મુકો નહી ને વગોવે ખાલી, ચાલે નહી ચાહ વીના કામ સુજેરે ૫
હું ગુણવંતીને ઘણી સાણીરે, પઇની ચાહને અવાસેર પાણીરે,
નાખી મીઠું મરી લો જાણી, ચાલે નહી ચાહ વીના કામ સુજેરે ૬
વાયુ હઠાવી ભુખ ઉઘાડેરે, પચે અન્ન ને જાયે ઝાડેરે,
પીએ ઘણી તો થાયે બગાડેરે, ચાલે નહી ચાહ વીના કામ સુજેરે૭

ખસબો લઇ ભમર ઉડી જાયેરે, બેસી રહેતો કમળ બીડાયેરે,
તેમ લોભ કરે તે પસ્તાયે, ચાલે નહી ચાહ વિના કામ સુજેરે ૮
અબળા જાતીને જસ ના હોયેરે. સાસું વહુના છીદ્ર જોયેરે,
વહુના વખાણ કરે તે તો કોએરે, ચાલે નહી ચાહ વીના કામ સુજેરે૯
રજા આપો તો ચાહ કે હું જાવુંરે. પાછી બોલાવો તો નહી આવુંરે,
માંદે સાજે પડશે પસ્તાવું, ચાલે નહી ચાહ વીના કામ સુજેરે ૧૦
કોઇ રાખે ને કોઇ કરે અળગીરે, નથી મુકતા ને રહે છે વળગીરે,
ઝોંસા ખાઇને હુ તો સળગી, ચાલે નહી ચાહ વીના કામ સુજેરે૧૧
મારા ભોગીને શીખામણ દેવુંરે, રજા આપો નથી મારે રહેવુંરે,
અમીચંદ કહે જા સઉનુ કહેવું, ચાલે નહી ચાહ વીના કામ સુજેરે૧૨



## કાળીનું કાવતરૂં.

### ચાહ વીશેનો ગરબો ૩૩ મો.

(આવોની નંદલાલ રમવા આવોનીરે—એ રાહ.)

કામણગારી ચાહ ફરતી હીંદમાં આવી; મોહ્યું હિંદુસ્તાન
પ્રેમે ઘરમાં બોલાવી;

પહેલા તો મુંબઈ જાય તે લાવે, માંદે સાજે સપારસે મંગાવે,
ચાહ પાયે વાયુ હઠાવે, ફરતી હીંદમાં આવી ચોક ૧
ધીમે ધીમે ચાહે કર્યો પસારો મોટે મોટે ઘેર પડી ગયો ધારો
ચાહનો સ્વાદ લાગ્યો પ્યારો, ફરતા હીંદમાં આવી ચોક ૨

દેખાદેખી એ તો સઘળે ફેલાઈ, ચાહ રાણી થઇને ઘરમાં ભરાઇ
માનવંતી થઇ સવાઈ, ફરતી હીંદમાં આવી; ચોક ૩
સમજીને મનમાં સંગાતીરે કીધા, દુધ ખાંડ મરી સાથેરે લીધા
હોંસે હોંસે સર્વેએ પીધાં, ફરતી હીંદમાં આવી; ચોક ૩
માન પાનમાં ચાહ રાણી બીરાજે, સવાર બપોર જોઇએરે સાંજે
ચાહા વિના નવ સુજે કાજે, ફરતી હીંદમાં આવી ચો. ૫
કાળીના કરમ તો પછીરે જણાયા, ગુણી જનોને
અવગુણ બતાવ્યા
સમજ્યા તે તો નર ફાવ્યા, ફરતી હીંદમાં આવી, ચો. ૬
લોહી શોષી એ તો ભુખને મારે એથી તો દુખ છે
એમાં અપારે
કઇને પુછો ડાકતર દ્વારે, ફરતી હિંદમાં આવી ચો. ૭
ઘી ખાંડ દુધને મોંઘારે કર્યા, ચાહના પાણીપીને પેટરે ભર્યા.
તેમાં કારજ નહી સર્યા, ફરતી હીદમાં આવી ચોક. ૮
ભુલ પોતાની ને ચાહને શું કહીએ, હેત કરી માગી
માગીને લઇએ, મનવશ કરીને રહીએ, ફરતી હીંદમાં આવી
મહાત્મા ગાંધીના વચનપર રહીને, સમજું પુરૂષને
સમજાવો કહીને
ચાહાને મુકો બાધા લઈને, ફરતી હીંદમાં આવી ચો. ૯
આવી તેવી એને પાછીરે કાઢો, એને રાંડે આવી કીધો બગાડો
અમીચંદ કહે ધન ધન દાંહાડો, ફરતા હીંદમાં આવી ચો ૧૦

## વ્યસન છોડવાનો ગરબો ૩૪ મો.



(મ્હોલે પધારો મહારાજ મણીધર મ્હોલે પધારો—એ રાહ)

સર્વે નઠારા છે વ્યસનતો સર્વે નઠારા
સાચું ઇશ્વરનું નામ, વ્યસનતો સર્વે નઠારા
સાખીઃ—જાદવ કુળના જાદવો કરી મુવા મધુપાન,
જાદવારથળી તેને કહે, વગર મોતે ગુમાવ્યા પ્રાણ
વ્યસન તો સર્વે નઠારા ૧
સાખીઃ—વ્યસની પુરૂષની બાયડી, તેને દુઃખ અપાર.
બુનીયાત ઘરની બેટડી; દુઃખે ચલાવે સંસાર,
વ્યસન તો સર્વે નઠારા ૨
સાખીઃ—દારૂ તાડી નીચ પીએ, ચાહને પીયે જગત;
પીધેલા કુચા પરદેશનાં, તે ચાહને પીયે ભગત;
વ્યસન તો સર્વે નઠારા ૩
સાખીઃ—સુરવીર બહાદુર માનવી, થયા ચાહને વસ,
છોડે પણ છુટે નહી. વ્યસનને થયા પરવસ,
વ્યસન તો સર્વે નઠારા ૪
સાખીઃ—તાડી વળગી નીચને, ઉંચને વળગી ચાય,
સમજી છોડી નાસસે બેસી રહેનાર પસ્તાય,
વ્યસન તો સર્વે નઠારા ૫

સાખી:—ધન ભરથરી રાયને જોઇ સ્ત્રીના અવગુણ;
છોડી રાજ્યને ચાલીયા લાગી વેરાગની ધુન,
વ્યસન તો સર્વે નઠારા ૬

સાખી:—ચાહ પીનારા માનવી, ચાહ ના પીસો સઉ,
દેશી દુખ પામે ઘણું; ચાહને પકવતા બહુ;
વ્યસન તો સર્વે નઠારા ૭

સાખી:—મુદતમાં બંધાય ગયાં કર્મે લખેલું દુઃખ,
ચાહ નહિ ખપે હિંદમાં ત્યારે તો થાય સુખ,
વ્યસન તો સર્વે નઠારા ૮

સાખી:—સ્વારથ કોઇનો છે નહી, કરવા પરમારથ કાજ,
ધન ગાંધીજી મહાતમા, ફરે છોડી પોતાનું કામ,
વ્યસન તો સર્વે નઠારા ૯

સાખી:—ચાહાને ઉંદર એક છે, ફુંકી કરડે શરીર,
સ્વાદ લગાડે જીભને, લોહી ચુસે ચાહનું નીર
વ્યસન તો સર્વે નઠારા ૧૦

સાખી:—સંપ કરો એકે મતે, ભાંગે દુખીયાનું દુખ;
અમીચંદ કહે વીનતી, થશે બધાને સુખ;
વ્યસન તો સરવે નઠારા; સરવે નઠારારે વ્યસનતો સરવે નઠારા:
સાચું ઇશ્વરનું નામ વ્યસન તો નઠારા ૧૧



## ગરબો ૩૫ મો.

### (નળરાજાનું આખ્યાન—એ રાહ)

ગાએ રાણાના ક્રરજન, ભકિત ઉપર લાગ્યું મન, સાંભળી અંબાજીના છંદ, નિર્મળ વાણી ॥ માના ગુણ અતિ ગવાય, સાંભળી લોકો ભેગા થાય, લાગે અંબા માને પાય, કરજો મ્હેરબાની ॥ સાંભળી લાગ્યો સાને રંગ રાણા લોકોને ઉમંગ, કાઢ્યો ગરબાનો બંગ, ભકિત કરવાને ॥ શીખે અનુંભવીના છંદો, બીજા મુકયા નબળા ફંદો. લીધો સત્ય નામવો દંડો, ભવજળ તરવાને ॥ હશે કોઈ વખત પર રાણા, આપણે છીએ સહુ અજાણ્યા, ભકિત ઉપર મન માન્યા, સુધરવાને ॥ ધીમે ધીમે ચઢતા જાય, આકીન રાખીને છંદ ગાય તેને માજી કરશે સાહ્ય, પાપ હરવાને ॥ શીખવી અનુભવીની વાણી, શાસ્ત્ર પુરાણનો હોય જાણી, સદા માની હોય મ્હેરબાની. તે જન હોય જ્ઞાની ॥ માના ગુણ અતિ ગવાય ॥ ચોક ૧ લો.

પકડી એક નામને રહે, મુખથી અંબા અંબા કહે, લાગે એક નામની લહે, મન દ્રઢ કરે ॥ કરે સંસારના કામ, ઘટમાં રાખે માનું નામ, નહિ ભટકે ઠામોઠામ, બેઠા ધ્યાન ધરે॥ ધ્યાનમાં ખુલી જાય તન, કરવા છંદનું થાય મંન, માજી થયા હોય પસન્ન, ઝટ મદદ કરે ॥ આપે મન,

વાંછિત મા ફળ, શુભ વાણી હોય અચળ સાંભળી થાય મન નિરમળ, સાંભળે પાપ ઝરે ;।। પાપ કરવા ઝલેકાર, જાય માજીને દ્વાર, માને સમરે વારંવાર, કરજો મહેરબાની ;।। માના ગુણ અતિ ગવાય ;।। ચોક ૨ જો.

અંબા માતા આવે વહેલી, થાઓ દુઃખીઆરાની બેલી, નમે ઘાટડી નારીએળ મેલી, થજો પ્રસન્ને ;।। આવ્યા આશાના બાંધેલા. આપો દર્શન વ્હેલા, હમે આવ્યા સુખ લેવા, તારે ભોવને ;।। માજી નવ ખંડની ધણીઆણી, માંગ્યા આપે મંનમાની; મનમાં દુઃખીઆરા જાણી, માના ફરજને ;।। ભકિત કરી તરી જાઉં, મુખથી માજી માજી ગાઉં, નામને પકડીને સાઉં, કરવા ભજને ;।। છંદ ભજન સર્વે ગાઇએ, ત્હારૂં નામ બેઠા સાહીએ, પ્રેમરસ પીને પાઇએ, બનવા જ્ઞાની;।। માના ગુણ અતિ ગવાયે ;।। ચોક ૩ જો.

માએ રચ્યો છે સંસારે, સઘળે, શકિતનો આધારે, જોતાં જર જડે નહીં પારે, એની બલીહારી ;।। ઋષિ મુની ભુલા પડે, બ્રહ્મા વિષ્ણુ શિવજી બડે, તપશી તપ કરી બડે, જાય છે હારી ;।। રીઝે થાય છે પ્રસન્ને; પળમાં આપીને દર્શન્ને, ખુશી કરવાને ભકતન્ને, મન વિચારી ;।। દયાળી દયા કરે છે એમ, ભકત લોકનો જોઇને પ્રેમ, સદા રાખે માજી રહેમ, મનમાં ધારી ;।। અમીચંદની સાંભળી વાણી, માજી તરત કરે મ્હેરબાની, એને જુનો ભકત જાણી, આવે દયા આણી ;।। માના ગુણ અતિ ગવાયે ;।। ચોક ૪ થો

# ગરબો ૩૬ મો.

(રાહ ઉપરની)

રાણા મંડળ ગરબા ગાએ, સાંભળી લોકો ખુશ થાયે, એ તો પ્રેમભકિત કહેવાયે, ધન બલિહારી ॥ થાપે થાપ પડે છે તાળી, સાંભળી લોકો આવે ચાલી, પ્રસન્ન થાએ બહુચરબાળી, ખપર ધારી ॥ છંદ ગરબામાં ઉતારી, ભકિત કરવા મનમાં ધારી, માને સમરે વારંવારી, માંગે કંઠ વાણી ॥ ખુલ્લે હલકતો છંદ ગાઇએ, પ્રેમરસ બીજાને પાઇએ ઢાલ માજી નામની સાઇએ, આપો શુદ્ધ વાણી ॥ સેવા કરવા મંન ઉલ્લાસે, ગરબા ગાઈએ રાખી આશે, હમે છઈએ તમારા દાસે, લો પુત્ર જાણી ॥ તમે જગતના છો માતા, આપો સર્વેને સુખશાતા, ભકત ગુણ તમારા ગાતા, કરજો મહેરબાની ॥ તમે જાણો સૌની રૂખ, ભાંગો દુઃખી આરાનાં દુઃખ, તમે પળમાં આપો સુખ મન વિચારી ॥

ચોક ૧ લો.

તારી માયામાં ગુલતાન, ખાઇ પી રહે સૌ મસ્તાન, નથી દુનીયાનું ભાન, હવે સુધારો ॥ સુધરે સુખ મળે અપાર, સુખે બેસે નરને નાર, સુજશે ભકિતનો વિચાર, માર્ગ સારો ॥ વિનતી સાંભળજો ઓ મંમાયા, ત્હારી રગ રગમાં છે છાયા, પળમાં પડી જવાની કાયા, આસરો તારો ॥ બુદ્ધિ આપોને સુધારો, દયા લાવીને વિચારો, સેવક થયો

છઉં તમારો, લાવજો આરો ા। આપ કરતા તો ન ડરીએ, લખ ચોર્યાસીમાં ફરીએ, વળી પાછો અવતાર ધરીએ, વારંવારી ા। થાપે થાપ પડે છે તાળી ા। ચોક ૨ જો.

જનમ મરણનું છે દુઃખ અહીંઆ જરા નથી કૈં સુખ, દુઃખનું ભાન નહીં એટલું સુખ, સમજુ સમજી ગયા ા। પકડી સન્માર્ગની ચાલ, ધરી માજી નામની ઢાલ, છંદ ગાતા પડે તાલ, મતીઆ પાછળ રહ્યા ા। મતીઆ મત તો નહીં મુકે, કરતા કરમ તે નહીં ચૂકે, ભલુ કરનારા ભલુ કરે, જ્યારે આવે દયા ા। ઉદય થવાનો હોય જ્યારે, સારી બુદ્ધિ આવે ત્યારે સૂઝે. સારા વિચારે, કોઇના માને કહ્યા ા। જે કોઇ માના ગુણ ગાશે, તેને પૂર્ણ પડે પ્રકાશે, તે તો ભક્ત કહેવાશે, ગાશે લલકારી ા। થાપે થાપ પડે છે તાળી ા।

ચોક ૩ જો.

ભક્તો ભક્તિમાં ગુલતાન, રાત દિવસ તેમાં ધ્યાન, માજી સદા રહે મ્હેરબાન, ધાર્યો કામ કરે ા। મુખ પર આપે શુદ્ધ વાણી, ભક્ત પોતાનો જાણી, માની થાએ છે મ્હેરબાની, આવી રહે કંઠ પરે ા। ગુણ ગાએ સર્વે જન, સર્વે ખુશી થાએ ભક્તંન, પ્રસન્ન થઇ શીખે છંદ, ગવાવે ઘર ઘરે ા। જહાં ગવાએ માનું નામ, તેના સર્વ થાએ કામ, આખર આપે મોક્ષધામ, સમજો ભીતરેઃ ા। ભક્ત કરે અમીચંદ છંદ, માના ગુણ ગાવાનું મંન, સાંભળી ખુશી થાએ ભક્તન બોલે લલકારી ા। થાપે થાપ પડે છે તાળી ા। ચોક ૪ થો,

# ભજનરૂપી છંદ. ૩૭ મો

(અરે તું કેમ જાય ભુલ ભુલ—એ રાહ.)

અરે મન ભટકે કેમ જહીં તહીં, ઉઠ ચાલ ધરમદાશ
ગાએ જહીં ॥ અરે મન ભટકે કેમ જહીં તહીં ॥
અગીઆરસની શોભા જોઈને ખુશી થશો મન મહી ॥
હિંગળાજ માના દરશન કરવા આવે મુંબાઈ મહી ॥
ઉઠ ચાલ ધરમદાશ ગાએ જહીં ॥ ચોક ૧.

શોભતા માને શણગાર ધરાવે, પોશાક સુંદર સહી ॥
તરેહ તરેહના ફુલની જુકિત, કરે ગુલાબદાશ તહીં ॥
ઉઠ ચાલ ધરમદાશ ગાએ જહીં ॥ ચોક ૨.

જુઓ ભકિત ધરમદાશની, ભજન છંદ ગાય તહીં ॥
એક તાર થઈ ધુન લગાવે, શરીરનું ભાન નહિ ॥
ઉઠ ચાલ ધરમદાશે ગાએ જહીં ॥ ચોક ૩.

ભકત મંડળ ભેળું થઈ ગાય, આણંદ વર્તે તહી ॥
વાગે વાજીંત્ર નરગા કીરતાલ ધરમદાશ હાથ મહીં ॥
ઉઠ ચાલ ધરમદાશ ગાએ જહીં ॥ ચોક ૪.

સસારમાં રહી ભકિત કરે છે, ધંધો મેલી દઈ ॥
ભોજન ભકતને જોઈતા આપે, માજી પરસન થઈ ॥
ઉઠ ચાલ ધરમદાસ ગાએ જહીં ॥ ચોક ૫.

ભકત ભકતને જોઈને રાજી, અમીચંદ બેઠા તહીં ॥
ધરમદાસની ભકિત જોઈને, રાજી થયા મન માંહી ॥
ઉઠ ચાલ ધરમદાસ ગાએ જહીં ॥ ચોક ૬.

મન જોડું એને માએ મેળવ્યું, એક રૂપ બે થઈ ॥

સંસાર જુઠો જાણી લીધો, સતગુરૂ વચને સઈ ૫
ઉઠ ચાલ ધરમદાસ ગાએ જહીં ૫ ચોક ૭.
ધન પુરૂષ એ નર નારીને, બેઠા સંતોષ લઈ ૫
અમીચંદ કહે જઈને જોયું, નજરે મુંબાઈ મહીં ૫
ઉઠ ચાલ ધરમદાસ ગાએ જહીં ૫ ચોક ૮.



## સગરામપરાની મહાલક્ષ્મી માતાનો ગરબો ૩૮ મો.

(નળરાજાનું આખ્યાન—એ રાહ)

સુરત સગરામપુરા મહીં, જુઓ ઝુંડાચેરી જહીં, માતા મહાલક્ષ્મી છે તહી, ડુંગરવાળી ૫ તેની શોભાનો નહા પાર સજી બેઠા મા સણુગાર, દર્શન કરવા વારંવાર લોકો આવે ચાલી ૫ તુલસીદાસનું પાડી નામ, એના ઘરમાં છે મુકામ, માતા મહાલક્ષ્મીનું ધામ, કરવા દર્શને ૫ દર્શન કરી મંન હરખાય, નાજુક દહેરૂં જોઈ ઘરમાંય, શિખર ઉપર ઉડે ધ્વજાય, ફડફડ ગગને ૫ માતા ડુંગરથી પધાર્યાં, સર્વ ભક્તોને મંન ભાવ્યા, સેવક પ્રેમે કરીને લાવ્યા, કરવા પૂજને ૫ ભક્તિભાવે પૂજા કરી, ઉભા માને થાળ ધરી, જળ કંચનની ઝારી ભરી, કરે વંદને ૫ માનો અખંડ છે ભંડાર, તેમાં સણુગારનો નહીં પાર, થોડો કરૂં છું વિસ્તાર, જુએ સૌ નિહાળી ૫ તેની શોભાનો નહીં પાર ૫
ચોક ૧ લો.

નખશીખ સજ્યા છે સણુગાર, પાઉંમે પાયળકા છે બ્હાર, થાયે ઝાંઝરનો ઝમકાર શોભા સારી ૫ મુગટ છત્ર કુંડળ ચળકે, માને હાથે ચુડો ખળકે, જોતાં સારૂં મોઢું મલ્કે,

ખપ્પરધારી ાા ગળે છે નવશેરો હાર, હીરા રત્ન કરે ચમકાર, સુંદર સાડીનો ઝળકાર, સિંહેશ્વારી ાા બીજા ચાંદીના છે કામ, છત્રી મઢેલી તમામ. જોઈતાં વાહન માને ધામ, કરવા સ્વારી ાા નખશીખ નીરખી માનું મુખ, જાએ દુઃખીઆરાનું દુઃખ, માજી ભાંગે સૌની ભુખ, થઇને વાલી ાા તેની શોભાનો નહીં પાર ાા ચોક ૨ જો.

દર્શન કરી પગે લાગે, હાથ જોડીને સુખ માંગે, ભક્તિ કરે ભવદુઃખ ભાંગે, થાય પ્રસન્ને ાા ભક્ત મંડળ ભેગું થાય, છંદ માજીના ગવાય, ફરતા ફરતી ગુણ ગવાય, નિર્મળ મંને ાા સમે સમાના છંદ, સાંભળી નિર્મળ થાશે મંન, માજી તુર્ત થાય પ્રસન્ન, દે દર્શન્ને ાા છંદની મધુરી છે વાણી, અભ્યાસ કરે થાય જ્ઞાની, ત્યારે માની થાય મ્હેરબાની, કરે પાવન્ને ાા સારો માર્ગ આવે હાથ, ત્યારે મુકે નરસી વાત, થાય સારાનો સંગાત, માજી થાય વાલી ાા તેની શોભાનો નહીં પાર ાા ચોક ૩ જો.

મનમાં આણીને ઉલ્લાસ, પ્રેમે જશે માજી પાસ, તેના કર્મ થાશે નાસ, ભજે ભાવ કરી ાા માયા સચરાચરમાં વ્યાપી, પળમાં પાપ નાંખે કાપી, પુત્ર કરી રાખે સ્થાપી, નહિં જન્મે ફરી ાા સત્ય માર્ગે ચાલે જે, તે તો દુનીયામાં જસ લે, તેને સર્વે સારો કહે, નહિં દુઃખી જરી ાા. માજી ધાર્યા કરે કામ, સુળથી ભજે અંબાનામ, કરે દુનીયાના કામ, સતીઆ બેસે ઠરી ાા અમીચંદ, ગાયે છંદ, માજી સદા રહે પ્રસન્ન, રાખ્યા હરીને ફરજન, કરે રખેવાળી ાા એની શોભાનો નહીં પાર ાા ચોક ૪ થો.

# નવાપરાની ગોલવાડની શીકોતરા માતાનો ગરબો ૩૯ મો.

( રાહ ઉપરની. )

જુઓ નવપરાની મહીં રાણા લોકો વસે જહીં માતા સીકોતરા છે તહીં પુલની પાસે ા ભાવી લોકો ભકતો જાય, માને જઇને શીષ નમાય, કરે સર્વને મા સહાય, પુરજો આશે ા ત્હારે અખંડ છે ભંડાર. તેમાં સણુગારનો નહી પાર, હવે પાડો જરા બ્હાર, ઈચ્છા કરો મનને મહીં ા પ્રેરણા કરશો મંનમાં જ્યારે, ભકતો ઉભા થશે ત્યારે, રાણા વેપારી ઉદારે, પૈસો ખર્ચસે સહી ા ઉદાર મને જે વાપરશે, તેને જરૂર બમણો મળશે, પુણ્યે ભવજળ સ્હેજે તરશે, જ્ઞાની બતાવે છે અહીં ા કળજુગ વાપ્યો હળાહળ, તેમાં શકિતનું છે બળ, આપે તરત માજી ફળ, નહિં બતાવે કહી ા એવી સીકોતરા છે માએ, તમે સર્વે ભુલો કયાંએ, કાળી અંબા એ કહેવાયે, રાખો વિશ્વાસે ા ભાવી લોકો ભકતો જાય, માને જઇને શીષ નમાય ા ચોક ૧ લો.

ભજે તેની ભગવતિ, ઉલટ આણી રાણા અતિ, છંદ ગાય સુધારે મતી, મા થાય પ્રસન્ન ા મંન વાછિત ફળ આપે. કર્યાં કર્મ પળમાં કાપે, માજી પુત્ર કરાને સ્થાપે, ભાવે દે દર્શન ા મંડળ બાંધ્યા સંપ કરી, ગરબા ગાએ ફરી ફરી. પ્રસન્ન કરવા બહુચરી, ગાએ રાખી એક મંન ા રાણા ઘણા ભકતોજંન તેના સુધરેલા છે તંન, મસ રાખી રહ્યા મંન. હજી ગાય છે ભજન ા માધવ મુળચંદનું કુળ, લલ્લુ-

ભાઈએ પકડયું મુળ, એના સાથી છે અણુમુળ, સંપ કરી ગાએ ॥ ભાવી લોકો ભકતો ॥ ચોક ૨ જો.

ગરબા ગવાએ ઠામો ઠામે, સર્વે માજીનું લે નામે, છંદ ગવાએ માને ધામે, શોભા સારી ॥ લોકો કરે નમસ્કાર. પાઉંમે પાયલકા છે બહાર, સજી બેઠા મા શણગાર, સિંહ પરસ્વારી ॥ થાએ ભકતો પર પ્રસન્ન, માજી સૌના રાખે મંન, આપે નીર્ધનીઆને ધન, કરે સુખકારી ॥ પારણા વાંઝીઆ ઘેર બંધાએ, દુઃખીઆરાના દુઃખ જાયે, માજી માજી મુખે ગાવે, ભજે સંસારી ॥ ભકિત કરતા ભવદુઃખ જાયે માજી તરત પ્રસન્ન થાયે અઘોર પાપ તો ધોવાયે જાય સ્વર્ગ વાસે ॥ ભાવી લોકો ભકતો ॥ ચોક ૩ જો

નથી નીચ ઉંચનું કામ, ભાવે ભજે માનું નામ, તેનું તરત થાશે કામ, બુદ્ધી એ છે ખરી ॥ ઓળખનાર ઓળખી લેશે ગુણીજનને ગુણી કહેશે માત્રા પરખીને લેસે બેસે ધ્યાન ધરી ॥ વ્યસન છોડી સુધરી જાસે, રહેશે પૈસા તેની પાસે, તે તો આબરૂદાર કહેવાશે, માનજો વાત ખરી ॥ માને તેને લાગે બોધ, અજ્ઞાની તો કરશે ક્રોધ, હું તો લાઈવા શાસ્ત્ર શોધ, કહું છંદ કરી ॥ છંદમાં માજીનું છે નામ, તેથી થાએ છે આરામ, અમીચંદના ધાઈરા કામ, કરે રહી પાસે ॥ ભાવી લોકો ભકતો ॥ ચોક ૫ મો.

સમાપ્ત.

# કર્તા તરફથી બહાર પડેલા પુસ્તકો.

અંબાજીના છંદ (આવૃત્તિ આઠમી) કીંમત ૦-૧૦-૦

અંબાજીના છંદ (ભાગ ૯-૧૦) ..કીંમત ૦-૬-૦

ચંડીપાઠ (પ્રથમ મધ્યમ તથા ઉત્તર ચરીત્ર અને છંદ સાથે)............કીંમત ૦-૬-૦

રુક્મ હરણ ..............................કીંમત ૦-૨-૦

સાધુના સમાગમથી નીચની મુકિત (છંદ સાથે)..............................કીંમત ૦-૨-૦

## ઉપલાં પુસ્તકો મળવાનું ઠેકાણું-

૧ શ્રી મોતી શા. અમીચંદ મોતીચંદ ઝવેરી
આમલીરાન (વાડી) સુરત.

૨ શ્રી મુક્ત અંબા માતાના ટેમ્પલાની નીચે
ઘી વાળાની દુકાને.

૩ શ્રી ગુજરાત પ્રી. પ્રેસ. સેન્ડહર્સ્ટ રોડ, મુંબઈ ..., મુંબઈ નં. ૪.

તા. ક. બહારગામને માટે ટપાલ ખર્ચ જુદો.